શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યેની

શ્રી

# રાધા પ્રેમભક્તિ.

## ત્રિઅંકી નાટક.

શ્રી વાંકાનેર "આર્યહિત વર્ધક" નાટક કંપની માટે
રચીને પ્રસિદ્ધ કરનાર


**રાવલ ત્રંબકલાલ દેવશંકર**

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલીક.
અમદાવાદ.





આવૃત્તિ પહેલી. પ્રત એક હજાર.

અમદાવાદ શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઇ
દલપતરામે પોતાના "સૂર્યોદય" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૯. સન ૧૯૧૩.

કિંમત રૂ. ૦—૮—૦.

શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યેની

શ્રી

# રાધા પ્રેમભક્તિ.

## ત્રિઅંકી નાટક.

શ્રી વાંકાનેર "આર્યહિત વર્ધક" નાટક કંપની માટે
રચીને પ્રસિદ્ધ કરનાર

**રાવલ ત્રંબકલાલ દેવશંકર**

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલીક.
અમદાવાદ.



આવૃત્તિ પહેલી. પ્રત એક હજાર.

અમદાવાદ શાહાપુર વનમાળી વાકાની પોળમાં હરીભાઇ
દલપતરામે પોતાના "ગ્રંથોદય" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૬૯. સન ૧૯૧૩.

કિંમત રૂ. ૦—૮—૦.



## રા. રા. ત્ર્યંબકલાલ દેવશંકર રાવલ

માલિક

## વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કંપની

The Lakshmi Art Bombay



# સ્નેહાંજલી.

## સ્વર્ગસ્થ મહાત્મા નિરપક્ષ આચાર્ય સદ્‌ગુરૂ શ્રી !

## પારસરામજી મહારાજશ્રીના પવિત્ર ચરણ કમળે !!

મુ અમદાવાદ–સારંગપુર–રામદ્વારા.

આપ સદ્‌ગુરૂ મહાત્માશ્રીનો મારા ઉપર અનન્ય અકથ્ય અને અનહદ ઉપકાર થએલ છે. વખતો વખત મને તથા મારી આખી કંપનીને આપે અમૂલ્ય આનંદામૃત અને જ્ઞાનામૃતનું પાન કરાવેલ છે. ભકિત માર્ગના ઉચ્ચ ઉપદેશો કથા મુખે મારી કંપનીમાં પધારી શ્રવણ કરાવ્યા છે. પ્રસંગાનુસાર વારંવાર ધાર્મીક અને નૈતિક વિષયોનું વિસ્તાર ભરી વાણીમાં સ્પષ્ટીકરણ કરી મારા અંતર પ્રદેશમા જ્ઞાનના શુભ સંસ્કારો દઢીભૂત કરી સ્થાપેલ છે. જમાનામા જગબત્રીસીથી મનાતી નાટકની રજોગુણી અને તમોગુણી ભૂમિકામાથી મારી બાંહ્ય ઝાલી બહાર કાઢી ભક્તિમાર્ગની સત્વગુણી ભૂમિકામાં મુકેલ છે પારસમણીના સંસર્ગથી કાંતી કંચન થઈ જાય, તે પ્રમાણે આપ સંત મહાત્માની અપાર કૃપાદષ્ટિથી હાલમાં ભક્તિમાર્ગના જે સાત નાટય રૂપકો ભજવાય છે તે આપ સંત મહાત્માશ્રીનો જ પ્રતાપ છે. એ સર્વે વિભૂતિ અને કૃપા કટાક્ષના અભિધાન તરીકે, **શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યેની, "શ્રી રાધા પ્રેમભક્તિ"** નાટક આપ મહાત્માશ્રીના ચરણ કમળમાં અર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું !!!

લી૦

ચરણ કમળનો મધુપ,

ત્રંબકલાલ દેવશંકર રાવલ,

માલેક:–શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની.

# પ્રસ્તાવના.

દશ્યરૂપકો દ્વારા ભક્તિમાર્ગના ભક્તોના ચારિત્રોથી વિરાજતાં ૭ નાટય રૂપકો **નરસિંહ મહેતો, મીરાંબાઇ, ગોપીચંદ, પીપાજી, ધ્રુવકુમાર** અને **શ્રી સૂરશ્યામ** આદી સાંપ્રત સમયની સાહિત્ય વિદ્યામાં વિરાજતા પ્રેક્ષકવર્ગ સમક્ષ ભજવી બતાવી, તેમજ તેમને કેટલીક રીતે **શ્રવ્ય રૂપકમય** દશ્યરૂપકોની તથા ગાથા ગુંથી ગદ્ય પદ્યાત્મક નાટકો અર્પણ કરી પ્રસ્તુત કંપની તરફથી હાલમા **શ્રી રાધા પ્રેમભક્તિ** નામનો ભક્તિમાર્ગનો નવિન અને મુખ્ય સાતમો નાટયપ્રયોગ બહાર પાડવામા આવે છે.

પ્રસ્તુત નાટકની વસ્તુ સંકલના ઉપર કથાનક થએલ ૭ રૂપકો કરતા કાંક નવિન અને નિરાળીજ રાખવામા આવી છે સંસારિક, રાજકિય અને ધાર્મિક નાટ્યપ્રયોગોના દર્શન કરાવી આર્ય પ્રજાવર્ગના અંતરમાં ધર્મ નીતિ અને જ્ઞાનના ઉચ્ચ સંસ્કારો દઢીભૂત કરી કાંક તેમને વધારે અધિકારી અને સંસ્કારી બનાવી શ્રીમદ્‌ **ભાગવત, ઉપનિષદ, ગીતા, પુરાણ** અને **સાંખ્યાદિક શાસ્ત્રોમાં** સમાતા વેદાતના ગૂઢ જ્ઞાન રહસ્યથી રાજતા રસમય ભાવમય અને ભગવતિ અર્થગ્રાહી વસ્તુમય **શ્રીકૃષ્ણ પરમાત્માનું** મોક્ષદાયક અને આનંદદાયક લીલા ચારિત્ર ઉપરથી ઉપજાવી કાઢી કદરદાન આલમ સમક્ષ શ્રી રાધા પ્રેમભક્તિ નાટક રજુ કરવામા સ્વફરજ અને આનંદ માની સાહસ આદરવામા આવેલ છે

આર્ય પ્રજા જ્ઞાન નીતિ અને ધર્મ કર્મથી ભરપૂર રમતગમતના સાધનોથી દીનપર દીન વધારે ને વધારે ધર્મિષ્ટ અને નીતિવાન નીવડે અને પોતાનો સંસાર અને માનવ જીવન સારી રીતે સુધારી આત્મોન્નતિ અને પ્રભુ દર્શનના હેય માર્ગની ઝાંખી કરવાના ઉંચ પ્રયત્ન પર ચઢે એજ શુભ અને મુખ્ય સ્વ પ્રયત્ન માની માલેક વધારે ઉમંગી અને આનંદી થઇ નાટયકળાના પ્રદેશમાં આગળ વધે છે

ઉક્ત નાટકમાં જ્ઞાન અને યોગ માર્ગના ઘણાજ ઉચ્ચ વિષયોને સરલતાથી સારી રીતે વિસ્તાર ભરી વાણીમા સાકાર અને અવતારી શ્રી હરિના

ચરિત્રમાં યોજી રૂપક વિષયમા દર્શાવવામા આવેલ છે **"શ્રીકૃષ્ણ શરણં મમ"** ના **મુક્તિપ્રદ મંત્રથી શ્રીકૃષ્ણમય** થનાર, **"અહં બ્રહ્માસ્મિ"** હું પોતે **બ્રહ્મ છું એ બીજ સૂત્રથી મનને** તન્મય કરનાર **"તત્વમસિ"** તે તું **છે એ ઉત્તમ સિદ્ધાંતથી આત્માને** પરમાત્મામા પરોવનાર, **જીવનમુક્તિ અને વિદેહ મુક્તિના તત્વને** ભક્તિરસમા છલકાવી શ્રીકૃષ્ણની સગુણ રૂપક ભાવનાનું જ્ઞાન ભર્યું સ્પષ્ટિકરણ **કરી** ભક્તિમાર્ગની દીવ્ય છાપ બેસારનાર, **પરમ પૂર્ણતાને** અને **નિષ્કામતાને** પ્રાપ્ત થતી **પ્રેમલક્ષણા ભક્તિ** એજ **સ્રીમય** શ્રૃષ્ટિ માનનારની **પ્રકૃતિ, શકિત** અને **દેવી** તથા **પુરૂષમય** વિશ્વ માન- નારનો પરમ **પુરૂષ, શિવ** અને **દેવ** અર્થાત **પ્રકૃતિ** અને **પુરૂષ, માયા અને માધવ, ગોવિંદ** અને **ગોપીકા ભક્ત** અને **ભગવાન** અર્થાત **શ્રી રાધા કૃષ્ણના** દીવ્ય દર્શનની **સંપ્રાપ્તિ** થવા એજ સાચી **ભક્તિ મુક્તિ મનાવનારા** ઉમદા વિષયોને સમાવવામા આવેલ છે

જન સમાજ યથારૂચી, યથાશક્તિ અને યથામતિ સાર સાર વસ્તુતાનું ગ્રહણ લીંબડા અને આંબામાથી આમ્રગ્રાહી સમાન થઈ નાટય ઉરવીમાથી કડવા રસને તજી દઈ મીઠા રસને ગ્રહણ કરશે તો યોજક અધિક ઉત્સાહી અને ઉપકારી થશે જ ! ! !

આ નાટક તૈયાર કરવામા **મર્હુમ કવિ મહાસુખરામ નરભેરામ ત્રિવેદીએ** મને જોઇએ તેટલી પૂરતી મદદ આપી છે, માટે તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનુ છુ

| | |
|---|---|
| અમદાવાદ | **લી૦** |
| **આનંદભુવન થીએટર** | **ત્રંબકલાલ દેવશંકર રાવલ.** |
| **વસંતપંચમી.** | **માલેક—વાં. આ. હિ. વ. ના. કંપની.** |



# નાટકના મુખ્ય પાત્રોની સમજ.



**સુત્રધાર, નટી**—નાટયકાર સ્ત્રી અને પુરૂષ.
**શ્રીકૃષ્ણ**—શ્રીવિષ્નુ ભગવાનના પુરણ અંશાવતાર
**બળદેવ**—શ્રીકૃષ્ણના બંધુ
**નંદરાય**—શ્રીકૃષ્ણના પાલક પિતા.
**જસોદાજી**--નંદરાયજીની સ્ત્રી.
**કંસ**—દાનવપતિ.
**ઉગ્રસેન**—કંસના પિતા
**શિશુપાળ**—કંસનો મિત્ર.
**વસુદેવ**—દેવકીના પતિ, અને શ્રીકૃષ્ણના પિતા
**દેવકી**—વસુદેવના પત્નિ અને કંસના બહેન
**ઉદ્ધવજી** તથા **અક્રૂરજી**—પ્રભુભક્ત યાદવ
**ભીમકસેન**—રૂક્ષ્મણીના પિતા અને કુંદનપુરીના રાજા.
**રૂકમૈયો**—રૂક્ષ્મણીનો ભાઈ.
**રાણી**—ભીમકસેનની સ્ત્રી.
**રૂક્ષ્મણી**—લક્ષ્મીજીનો અવતાર
**નારદ**—દેવ મુની.
**દુર્વાસા**—મહાન તપધારી ઋષિ
**સુદામો**—દરિદ્ર બ્રાહ્મણ, કૃષ્ણ પરમાત્માનો મિત્ર.
**સરસ્વતિ**—તેના પત્નિ
**સાંદીપ ઋષિ**—શ્રીકૃષ્ણના વિદ્યા ગુરૂ
**શુશિલા**—સાંદીપ ઋષિની સ્ત્રી
**રાધા**—ગોકુલના ગોપી, ભક્તિનો અવતાર
**લલીતા**—પ્રેમઘેલી ગોપી.
**સત્યભામા**—પૃથ્વીનો અવતાર
**પ્રીયવંદા અને જાંબુવંતી**—શ્રીકૃષ્ણની પટરાણીઓ.

બ્રહ્મા, ઈંદ્ર, ગોપ, ગોપી, જાદવ, ધોબી, મલ્લ, માવત, રાક્ષસ, બ્રાહ્મણ, પ્રતિહાર, છોકરા, દાસ, દાસી વિગેરે વિગેરે.



શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યેની,

# શ્રી રાધા પ્રેમભક્તિ

# નાટક ત્રિઅંકી.



## અંક પહેલો.



સ્થળ:—રંગભૂમિ.

પાત્રો—સુત્રધાર, નટી અને બાળાઓ.

સુત્રધાર અને નટી— મંગળાચરણ.

શ્રી પતિ સુધી પતિશ, રીદ્ધિ સિદ્ધિના અધીશ;
અભય આશિષ શીષ, દો દયાનિધિ તમે:—૦
કાપી કુવિચાર કલેશ, મંગળ કરો મહેશ;
વિઘ્નને હરી હમેશ, સ્હાય આપજો સમે:—૦

સુત્રધાર—પ્રિયે, આજે મારો વિચાર શ્રી રાધા પ્રેમભક્તિ નામનો નાટય પ્રયોગ ભજવી બતાવવાનો છે, માટે તમારે પણ પાત્ર યોજનામાં તત્પર રહેવું !

નટી—બહુ સારૂ પ્રાણનાથ, જેવી આપની આજ્ઞા; પરંતુ શ્રી રાધા પ્રેમભક્તિ નાટકમાં કીયા કીયા વિષયોનું દીગ્દર્શન થશે તે જણાવવા કૃપા કરશો !

સુત્રધાર—પ્રિયે અસુરોનો સંહાર કરવા અને ભક્ત જનોનું કલ્યાણ કરવાને શ્રી પરમાત્માએ દેવકીને પેટે અવતાર ધરી શ્રી કૃષ્ણચંદ્રને નામે

ગોકુળમાં જે બાળલીલા કરી છે તેનો આબેહૂબ ચિતાર દર્શાવી જન મંડળના મનમાં પ્રેમલક્ષણા ભક્તિની છાપ પાડવી, અજરૂપ, શ્રી કૃષ્ણચંદ્ર અને પ્રેમભક્તિમાં પૂર્ણપણે તલ્લીન થએલી ગોપાંગનાઓ નિષ્કલંક અને નિષ્પાપ છે, તે દર્શાવી ભક્તજનોને પ્રભુ કેવી અદ્‌ભૂત રીતે સ્હાય કરે છે તે વિષયોનું આ નાટકમાં દર્શન થશે.

**નટી**—બહુ સારૂ, ચાલો ત્યારે આપણે પણ તેમના ગુણનું ગાન કરી પ્રેક્ષકોને આનંદીત કરીએ.

**બાળાઓ:—** ગાયન.

કૃષ્ણ કુશળ કળવાળા કારીગર, કેશવ દીન દયાળા-કૃપાનિધાન૦
વિશ્વરૂપી આ વેલડી સુંદર, વિસ્તરી વિમળ વિશાળા;
ઋતુવત્ આવે રમણીક જેને, ફળ ફુલ કેરા ફાળા:-કૃપા૦
મારૂં મારૂં કહી માનવી મરે છે, પંખી મૂકે નહીં માળા;
માયાની છાયામાં જગતને છાયું, તાજુબ છે તારા તાળા:-કૃપા૦



## પ્રવેશ પહેલો.



### સ્થળ--કારાગૃહ.

**પાત્રો--કંસ, દેવકી, વસુદેવ, અઘાસુર અને વિજળી (મહામાયા).**

**કંસ**—(વિજળી પકડીને, દેવકી પ્રત્યે) ચાલ, ચાલ, બતાવ તારા બાળકને, નહીં તો હમણાંજ આ બાળકીને હતી નહોતી કરી નાંખું છું. બોલ બતાવે છે કે અંત આણું.

**દેવકી**—ભાઈ, મારા દયાળુ ભાઈ, જરા તો દયા લાવ, અરેરે આ તારી ગરીબડી બહેનના કલ્પાત સામે કંઇક તો નજર કર. તેં મારા ૭ ૭ પૂત્રોને મારી જગતમાં મેણાં ખાતી કરી, હવે આ છેવટનું વાંઝીઆ મહેણું ટાળવા આ બાળકીનો તો બચાવ કર. ઇશ્વર તારૂં કલ્યાણ કરશે.

કંસ—ઇશ્વર ! ઇશ્વરને હું ઓળખતો નથી. ઈશ્વરનો તો હું કાળ છું. બોલ બતાવવા તૈયાર છે? નહીં તો આટલીજ વાર છે.

દેવકી—ભાઇ, આ જગતમાં ભાઇ બહેનના સંબંધ કરતાં બીજો કોઇ સંબંધ વિશેષ નથી માટે આ તારી બહેન પર દયાની નજર કર, પ્રભુ તને કુશળ રાખશે.

કંસ—કુશળ ? અરે આ કેશરી સિંહ જેવા કંસના કબજામાથી કુશળ રહેનાર કોઇ જગતમાં જન્મ્યો નથી અને જન્મશે પણ નહીં. લે, લે આ તારૂં કુશળ.

( છોકરીને પછાડે છે પણ તે આકાશમાં ઉડી કહેતી જાય છે. )

( આકાશવાણી )

" કંસ નહીં તું ક્રુર થા, કૃષ્ણ ગયો ગોકુળમાં;
એ છે તારો કાળ, ઉછરે જાદવ કુળમાં.
પાપીનો અંત આણવા, ધર્યો ધરણી અવતાર;
દાનવ દળને છેદશે, ભકતોનો ઉદ્ધાર."

કંસ—( આશ્ચર્ય પામી ) હેં ! શુ એ કૃષ્ણ ગોકુળમાં ગયો ? બસ બસ હવે તેના પાપનો ધડો પૂરો થયો. માટે ચાલ ગોકુળમાં જાઉં અને એ કૃષ્ણને મારી નિશ્ચીંત થાઉં. અઘાસુર તમે આ દેવકી વસુદેવને લઇ જાઓ. હું ગોકુળમા જાઉં છું અને એ કૃષ્ણને પૂરો કરી પાછો આવું છું. ( જાય છે. )

અઘાસુર—જી બહુ સારૂ. ચલાઓ.

( સીન ટ્રાન્સફર થાય છે. )



# પ્રવેશ બીજો.

સ્થળ—નંદભુવન.

પાત્રો—દુર્વાસા, શ્રીકૃષ્ણ, જસોદાજી, નંદરાય, રાધા, ગોપીયો, ગોપગણો અને બ્રહ્મા.

ગોપગણો— ગાયન.

ઓ કાન કાળા ગોકળીયું પાવન કરીયું છેલા નંદના.
અવતરીયા વિઠ્ઠલ ગોપાલા, નાનડીયા નટવર લાલારે-ઓ૦
મોરલીધર માવા લટકાળા, નમું છબીલાજી હરી છોગાળારે-ઓ૦

કૃષ્ણ—ગોપગણો તમારા તરફની પ્રેમ ભાવનાથી હું પ્રસન થયો છું, પણ રામા તું મહામુની દુર્વાસા માટે ભોજનના થાળ ગોપીયોને લાવવાનું કહેવા જા. (રામો જાય છે.) અને તમે સૌ મધુવનમાં ગાયોની રક્ષા કરવા જાઓ, કારણ કે ગાયોની પવિત્ર સેવાનું કામ આપણે હાથ આવ્યું છે, જે આખા વિશ્વનું કલ્યાણ કરનારી છે, જેનું આખું અંગ પરોપકારી છે એવી ત્રિભૂવન તારીણી ગાયોની સેવા આપણે ઉમંગથી કરીએ છીએ; માટે સ્વર્ગના પહેલા હકદાર આપણે છીએ.

રામો—હા, હા, ગાયો પહેલી, ને વળતી હરગ, માટે ચાલો મધુવનમા દોહા લલકારી ગાયોને ઓરી લાવીએ અને વડલાની છાંયે બેહારીએ.

(રામો જાય છે અને બ્રહ્મા પ્રગટ થાય છે.)

બ્રહ્મા—(પ્રવેશ કરી સ્વગત) અસુરોનો સંહાર કરી ભુમીપરથી પાપનો ભાર ઉતારવાને માટે શ્રી વિશ્નુ પરમાત્માએ અમરગણોને વચન આપ્યું છે કે હું પૃથ્વીપર મનુષ્યનો અવતાર ધારણ કરી તમને આનંદ આપીશ; તેથી ઈંદ્રાદીક દેવતાઓ અધીરા થઇ પ્રભુના અવતારની વાટ જોઇ રહ્યા છે. અત્યારે મધુવનમાં ગોપગણોની ગાગો વત્સ સહીત ચરે છે, તેમના વાછરડાનું હરણ કરી હું ચાલ્યો જાઉં. જો પરમાત્માએ પોતે અવતાર લીધો હશે તો તે શોધી કાઢશે અને તેમની નુન્યતા નહીં

પડવા દે માટે ચાલ તેમજ કરૂં. ( જાય છે. )

**રાધા અને ગોપીયો**—( ગાતી ગાતી પ્રવેશ કરે છે. )

**ગાયન.**

**સહુ ચાલો સહીયર શાણી, ગીત ગાઇ મધુરી વાણી.**
**ઋષીવર આગળ ભોજન ધરવા, દર્શન કરી દુખડાં દુર કરવા;**
**કાન કુંવર મહીના દાણી. સહુ૦**

**કૃષ્ણ**—ગોપીકાઓ, તમારા લાવેલા ભોજનના થાળ ઋષી દુર્વાસાને પ્રેમ સહીત અર્પણ કરો.

**રાધા**—ઋષીમહારાજ આપને માટે આવેલા ભોજનના થાળ જમી ત્રપ્ત થાઓ અને આપની ક્ષુધાને શાન્ત કરો.

**દુર્વાસા**—પુત્રીઓ તમારૂં કલ્યાણ થાઓ.

**રામો**—( આવીને ) એ કાના, એ કાના, તું આહીં બેઠો બેઠો વાતો કરેસે પણ આપણી ગાયોની તો હંભાળજ લેતો નથી ! મધુવનમાં કોઇ આપણાં વાછડાં સોરી ગીયું, અને એ કનૈયા આપણી ગાયો તો ભેં ભાંટ કરી રઇસે.

**કૃષ્ણ**—( સ્વગત ) મારા અવતારનો નિશ્ચય કરવાને માટે વાછડાંના ચોર બ્રહ્મા થયા છે અને મેં માયાવી વત્સ રચી સૌ સૌને ખીલે બાંધી દીધાં છે ! જેથી બ્રહ્માને ખાત્રી થશે અને અમરોમા આનંદ વ્યાપશે. (પ્રકાશ) અરે સખાઓ તમે આટલો બધો સંતાપ શા માટે કરો છો ? જે તમારાં વાછડાં ચોરી ગયો હશે તે તમારા ગયા પહેલાં તમારે ખીલે આવીને એની મેળેજ બાંધી જશે તમે નિશ્ચંત રહો. જાઓ ફરી એક વાર તપાસ કરી આવો. ( ગોપગણો જાય છે )

**નંદરાય**—મહાત્મા, દુર્વાસા રૂષી આજે મારા કૃષ્ણજીનો જન્મ દીવસ છે, એ પ્રસંગમાં આપ જેવા મહાત્મા ને પ્રતાપીની પધરામણી થઈ એ મારાં અહો ભાગ્ય માનું છું. પ્રભુ મને કાંઈ સેવા ?

**દુર્વાસા**—નંદરાયજી, જશોદાજી તમારાં ધન્ય ભાગ્ય કે તમારે ત્યાં સાક્ષાત પરમાત્માનો અવતાર થયો ! હવે મને નિશ્ચય થાય છે કે અસુરોનો

સંહાર થશે અને ભક્ત જનોનો ઉદ્ધાર થશે.

ગોપગણો—( આવીને ) એ કાના, એ કાના, તારૂં કહેલું હાચું પડ્યું ભાઈ હાચું, તારી કરામત તો જબરી સે ભાઈ જબરી. આ ગોકુળમાં તો તુંજ અમારો ભગવાન સે.

ગોપ-ગોપીયો— ગાયન.

જય જગવંદન જસુમતી નંદન, અસુર નિકંદન અઘહારી;
વિશ્વવિહારી શ્રી બ્રહ્મચારી, અજ અવિકારી નગ ધારી.
નાથ નિરંજન ભવ ભય ભંજન, મુનિ મન રંજન જયકારી;
સૂરગણ સ્વામી અંતરયામી, અકળ અકામી બલિહારી.

કૃષ્ણ—નિર્મળ તમારો નેહ જોઇ, પ્રસન્ન થયું ચિત્ત પ્રેમદા;
આશિષ આપું ઉરથી, સંગે રહો દીન સર્વદા.

ગોપગોપીઓ— ... ... ... ... ...જય જગ વંદન૦



## પ્રવેશ ત્રીજો



### સ્થળ—ગોકુળ.

પાત્રો—કંસ, નારદ, કૃષ્ણ, ગોપગણો, સ્ત્રીઓ અને છોકરાંઓ.

કંસ—( ક્રોધાવેશમાં પ્રવેશ કરીને )

શત્રુને સંહારવા, જઇ પ્હોંચ્યું પાતાળ.
ધરા ધ્રુજાવું ધાકથી, કૃષ્ણ તણો હું કાળ.

મેં આકાશ વાણીને વ્યર્થ કરવા દેવકી વસુદેવને કારાગૃહમાં કેદ કર્યાં અને તેના સાત પુત્રોના પ્રાણ હર્યા. વળી એ કૃષ્ણને બાળક જાણી હું બેદરકાર રહ્યો તેમ તેમ એ સત્તા વિનાનો છોકરો મારા પર વધારે સ્વાર થયો પણ તેને ખબર નથી કે જ્યાં સુધી મારો શત્રુ આ જગતમાં જીવતો ફરે છે ત્યાં સુધી આ જીવન ભૂમિને વૃથા ભાર કરે

છે. હાય ! મારાં ગાત્રો ગળે છે, ક્રોધથી કાયા બળે છે અને એ કપટી કાનુડાને ચપટીમાં ચોળવા મારૂં ચિત્ત ચળે છે. બસ મારૂં, ઠાર મારૂં.

( જાય છે. )

નારદ—( નેપથ્યમાં ) ગાયન.

મનુષ્ય દેહ દુર્લભ ગણો, ભજવાને ભગવાન;
કામ ક્રોધ મદ મોહ તજી, ગા તું હરિનું ગાન.
હરી ભજ હરી ભજ તજી આશા,
જગત તણા જુઠા છે પાસા. આ આ આ આં—હરી૦
ફોગટ ફાંફાં મારે તું, તું આને મારૂં ને હું;
જપી લે જીભે જગદીશ્વર તું.....................હરી૦

આ મદાંધ અસુર જાણતો નથી કે નારદજી તો સદા ન્યારા ને ન્યારા જ રહે છે, ન્યારા રહીને તારા જેવા પરમાત્માના શત્રુનો ઘાટ ઘડે છે. લાવ એક ગોળો કંસના દરબારમાં ગગડાવું, બીજો દેવતાઓને ત્યાં તફડાવું, અને દેવ દાનવોને સારી રીતે બઝાડું. નારાયણ નારાયણ.

કંસ—પધારો મુનીરાજ હું આપને પ્રણામ કરૂં છું.

નારદ—રાજેંદ્ર સર્વનુ કલ્યાણ ઇચ્છવુ એ અમારો ધર્મ છે અને તેમાં તમારૂં કલ્યાણ ઇચ્છવું એ તો અમારૂ પરમ કર્મ છે.

કંસ—હુ આપનો ઉપકાર માનું છું. પણ જો મારૂં બહેતર ઇચ્છવું એ તમારો ધર્મ છે તો કૃષ્ણ જીવતો રહે તે ખાતે તમને ઘણી શરમ છે.

નારદ—અરે, એ શત્રુના શા ભાર છે ? તારા જેવા બળવાન પરાક્રમી ને શૂરવીરનો શત્રુ જગતમાં જીવતો ફરે તો પછી આ ધરતી તારા જેવાનો શું કામ ભાર ધરે ?

કંસ—મુનીરાજ હવે મને નહીં સતાવો અને એ કૃષ્ણ ક્યાં છે તે સત્વર બતાવો.

નારદ—અરે ક્યાં શું ? આ ગોકુળમાં જ ફરે છે.

કંસ—હેં ! શું એ ગોકુળમાં ફરે છે ? ને આટલું અભિમાન ધરે છે ?

અરે કોઇ હાજર !

**અઘાસુર**—હુકમ સરકાર.

**કંસ**—જાઓ, ગોકુળના તમામ નાના છોકરાઓને પકડી લાવો.

**અઘાસુર**—જી બહુ સારૂં. ( જાય છે. )

**નારદ**—( સ્વગત ) હા, હવે ઠીક રંગ જામ્યો, લાવ જરા વધારે ચડાવું. ( પ્રકાશ ) રાજેંદ્ર ! રોગ, શત્રુ અને કરજ એ ત્રણને તો થતા જ કાપવાં જોઇએ.

**કંસ**—અરે નારદમુની, એ આપ શુ બોલો છો ! મારા પગના એકજ પ્રહારથી આ પૃથ્વીને પાતાળે ચાપુ, મોટા મોટા માન્ધાતાના માથાં નમાવી મારા શરણમાં રાખું તો એ કપટી કાનુડાનો શો ભાર છે.

**નારદ**—શાહાબાશ, શાહાબાશ, ત્યારે થા તૈયાર. ( સ્વગત ) નારદજી તો સર્વદા ન્યારા ને ન્યારા તેમ છતા ફસાયા તો ઝટ ગણે અગીયારા.

**કૃષ્ણ**—( આવીને સ્વગત ) આ અભિમાની કંસ એક રાક્ષસનો અંશ છે તેથી તે મારા પર દ્વેષ રાખી મારા નિર્દોષ ભક્તોના પ્રાણ હરે છે માટે ચાલ, મારી માયાથી અગ્નિ ઉત્પન્ન કરી એ પાપીને પ્રજાળી મારા ભાવીક ભક્તોના બાળકોને બચાવુ. ( જાય છે. )

**ગોપ-ગોપીઓ**—( અંદરથી ) જુલમ થાય છે જુલમ થાય છે !

**કંસ**—સૈનીકો, એ કોમળ અને નાજુક બાળકોને મારી પાસે લાવો.

**ગોપ-ગોપીઓ**—મહારાજ અમને મારવા હોય તો મારો પણ અમારા સોકરાને બસાવો.

**કંસ**—જ્યાં સુધી તમે કૃષ્ણને નહીં બતાવો ત્યાં સુધી તમારા બાળકો બચવા પામશે નહીં. બોલો બતાવો છો કે પછાડી પ્રાણ કાઢું ?

**ગોપ-ગોપીઓ**—મહારાજ અમે કૃષ્ણને ઓળખતા નથી.

**કંસ**—તમે કૃષ્ણને ઓળખતાં નથી, ને મારાથી ડરતાં પણ નથી ! તો લ્યો જોઇ લ્યો. ( છોકરાઓને ઉપાડી પંછાડવા જાય છે ત્યાં અગ્નિ ઉત્પન્ન થાય છે તેથી તે ગભરાય છે ) અહો ! આ અચાનક અગ્નિ ક્યાંથી

ઉત્પન્ન થઇ, ઓહ્ હું બળું છું સૈનીકો આવો આવો મને બચાવો.
( નાશી જાય છે. )

કૃષ્ણ—( નેપથ્યમાં ) ગાયન.

" ભકતોની ભીડ ભાગવા, યુગે ધરૂં અવતાર;
બની દાસ નિજ દાસનો, ઉતારૂં ભવ પાર. "

રામો—અલ્યા આતો કાનો ઠીક સાનોમાનો આવી ઓલ્યા કાળા કામના કરનારા કંસને મારી હાંકી કાઢયો, બોલો કનૈયાલાલનો જય.

( ગોપગણો તથા ગોપીયો છોકરા સહીત ખુશી થતાં ચાલ્યા જાય છે. )



## પ્રવેશ ચોથો.



### સ્થળ—મહેલ.

### પાત્રો—રાધા, લલીતા અને ભદ્રા.

રાધા—( ગાતી ગાતી આવે છે. )

ગાયન.

પ્યારી પ્યારી લાગે તારી વાંસળી મધુરી વ્હાલી શી?
પ્રેમની પીડા અંગમાં વ્યાપી, મનહર મુર્તી ચીતમાં સ્થાપી,
મોહ્યું મન મોહનમાં, કપટ ભર્યો કાનો છે,
ગોપગોપીની વચ્ચે છેલ છોગાળો છાનો છે;
વિશ્વ વિષે વિશ્વંભર કૃષ્ણ દેવ દાનો છે,
ઘેલી રાધા વિયોગીને કાનો મન માન્યો છે..........પ્યારી.

આહા ! જેણે ગોકુળને ગોલોક બનાવ્યું, જેણે યમુનાના જળને ત્રીલોકનું તત્વ બનાવ્યું, જેણે યમુના રેતીને પોતાના ચરણ કમળના પ્રતાપથી સાક્ષાત હીરાકણીયો બનાવી છે, એવા કોટી કંદર્પરૂપ કનૈયા વિના જે દીવસ જાય છે તે દુષ્મન જેવા જાય છે. એ દયાના સાગર સર્વપર દયા કરનાર છે, પણ પ્રેમી જનોનેજ પીડે છે એ કેવી નવાઇ !

**લલીતા**—સખી રાધા ! પ્રભુ પીડતા નથી, પણ પ્રેમને પાણી સીંચે છે, પ્રેમીને પોષે છે, પણ પ્રથમ ખરા ખોટાની કસોટી જુએ છે.

**રાધા**—કસોટી જોતા હોય તો ભલે જુએ ! આપણું પ્રેમરૂપી કુંદન કાંઇ કસમાં ઉતરે તેમ નથી. એ ઇશ્વર છે, તેનાથી શું અજાણ્યું છે ? એ સ્વતંત્ર છે, આપણે તેનાં વાજીંત્ર છીએ, એ ચિતારો છે, આપણે તેનાં ચિત્ર છીએ.

**લલીતા**—તું એને સારામા સારા વિશેષણો આપે તેમા કાંઈ નવાઇ નથી, પણ હું તો તેને કુડવાળો કાનુડોજ કહીશ, જદુનંદન જાદુગારોજ કહીશ, નંદનો નાનડીયોજ કહીશ, બધાને પજવનારો બહુરૂપીજ કહીશ.

**સમજે પણ નહીં સાન, કાન કઠણ હૈયા તણો;**
**જાણી થાય અજાણ, ભુધર ભેદુ થઇ દમે.**

**રાધા—રસીયો રાજી થાય, રાગે રાગે ચાલતાં;**
**બીજું બળ નહીં કયાંય, બળીયો બંધન પ્રેમનો.**

સખી જેની પ્રાપ્તિને માટે નારદ શારદ કુંવારા રહ્યા, હરીશ્ચંદ્રે કાયા વેચી, વિશ્વામીત્રે રાજપાટ તજ્યું, બળીરાજા પાતાળે ચંપાયા, પ્રહલાદને સ્થભે બાઝવું પડયું, અને અનેક સંતોએ ઘરબાર છોડી દીધાં તો એવા હરીની કૃપા પામવાને માટે આપણે જે પ્રયત્ન કરીએ તે યોગ્યજ ગણાય.

**ભદ્રા**—સખીયો હું તમને કાનાને મળવાની યુક્તિ બતાવું તો મને શું ઇનામ આપશો ?

**રાધા**—તું માગે તે આપું, પણ બતાવ, સત્વર બતાવ !

**ભદ્રા**—કાલથી આપણે કાત્યાયની વ્રત કરવાનું છે, કનૈયાલાલ મહારાજ યમુનાને તીરે રોજ જાય છે, માટે જે આરે તે જાય તે આરે આપણે જવું એટલે મળશે.

**લલીતા**—ભદ્રાની યુકતી બરાબર છે.

**રાધા**—હા, ત્યારે તમે જાઓ, અને હું પણ ત્યાં આવી પહોચીશ.

( લલીતા અને ભદ્રા જાય છે. )

રાધા— ગાયન.

કાનુડો ન આણે દયા દીલ, કામણ કરી તલસાવેરે;
બંસી બજાવી વ્હાલે, લગની લગાવી લાલે,
હેત બતાવી હર્યું ચીત—કામણ૦
જાદુ ભરી દ્રષ્ટી મારી, ઘેલી બનાવી ભારી,
વિરહે દુઃખી હું થાઉં નીત—કામણ૦

( જાય છે. )



## પ્રવેશ પાંચમો.



### સ્થળ--બગીચો.

### પાત્રો—નારદ, રાક્ષસ અને સુદામો.

નારદ— ગાયન.

અસાર આ સંસાર માંહે, સાર શ્યાણા કાંઇ નહીં;
ચાર દીવસની છે ચાંદની, જેમાં કૃષ્ણ વિના કાંઇ નહીં.
સત સંગતમાં સુખ સાચું કાચું કલેવર નામનું;
નામ નીરંજન નાથનું, એ વિણ સાથે કાંઇ નહીં.

નારાયણ નારાયણ, કંસને તો ઠીક રંગ ચડાવ્યો. હવે દેવતાઓ પાસે જઇ ઇંદ્રને રંગ ચડાવુ પછી પરમાત્માને હાથેજ કંસનું કાટલું કઢાવીને મારી નારદકળા જગતને જણાવું.

રાક્ષસ—( આવીને સ્વગત ) અહો ! આ વનમાં હું ઘણા દીવસ થયાં રહું છું, પરંતુ બ્રહ્મરક્ત ચાખ્યું નહીં તેથી જીહ્વા તલપાપડ થઇ રહી છે માટે ચાલ બ્રાહ્મણને શોધી કાઢું. ( નારદને જોઇને ) , ઓહો ! આ સામે કોઇ બ્રાહ્મણ ઉભો છે તેનેજ ખાઇ જાઊં. હાઉ હાઉ.તને ખાઉં.

નારદ—અરે દુષ્ટ દૂર રહે નહીં તો શાપ આપી ભસ્મ કરીશ. શું તું નારદજીને નથી ઓળખતો ?

રાક્ષસ—કોણ નારદજી ? તમે તો અમારા હિતકારી છો. મુનિરાજ કંસે આખા ગોકુળ ગામનાં છોકરાંની ઉજાણી કરી પણ કૃષ્ણ હાથ આવ્યો જ નહીં માટે કૃષ્ણ કયાં છે તે કૃપા કરી બતાવશો ?

નારદ—( સ્વગત ) હજુ ભગવાનને ઘણી લીલા કરવાની છે. એક સુદામા નામના ભક્ત બ્રાહ્મણ સાથે સખા ભાવ રાખી ગુરૂ કાર્ય કરવાનું છે. હે દાનવ, તું સાંદીપ્ય ઋષિના આશ્રમ પાસેના વનમાં જા, ત્યાં શ્રીકૃષ્ણ વિદ્યાભ્યાસ સારૂં આવશે.

રાક્ષસ—વાહ ! ઠીક યુક્તિ બતાવી. મહારાજા કંસ તેના શત્રુનો નાશ થવાથી પ્રસન્ન થશે અને મને પણ પેટ પુરતું ભક્ષણ મળશે. લ્યો મુનિરાજ હવે હુ રજા લઉં છું ( જાય છે. )

નારદ—હા હા, પધારો, એટલે તમે પણ સ્વધામ પહોચી જાઓ.

સુદામો—( ભજન કરતો આવે છે )

રામ નામ લાડવા, ગોપાળ નામ ઘી;
કૃષ્ણ નામ ખાંડ ખીર, ઘોળી ઘોળી પી–હરે કૃષ્ણ.

નારદ—( સ્વગત ) આ બ્રાહ્મણ કોઈ અદ્દભુત પરાક્રમી અને કલ્યાણી જણાય છે તેની મુખમુદ્રા જોતાં તે ભવિષ્યમાં મહાન હરિનો ભક્ત થશે. ( પ્રગટ ) મહારાજ તમે કોણ છો ?

સુદામો—હું એક દુ:ખીયારો બ્રાહ્મણ છું.

નારદ—પણ તમે કરો છો શું ?

સુદામો—કૃષ્ણનું કીર્તન કરૂં છું, મારા નાથનું ભજન કરૂં છુ.

નારદ—પણ કાંઇ ઉદ્યોગ ?

સુદામો—ઉદ્યોગમાં, વ્યાપારમાં, ભણવામાં, ગણવામાં, ખાવામાં, પીવામાં, સુવામાં, બેસવામાં, ફક્ત હરે કૃષ્ણ હરે કૃષ્ણ. પણ આપ કોણ છો ? અને આપનું નામ શું ?

**નારદ**--મારૂં નામ નારદજી છે.

**સુદામો**—અહો! કોણ નારદમુનિ! મારા પ્રભુ, મારા હરિ, હું આપને પ્રણામ કરૂં છું. મારા નાથ મારૂં કલ્યાણ થાય એવો કાંઇ રસ્તો બતાવો કે હું સુખી થાઉં.

**નારદ**--જો તમે તમારૂં કલ્યાણ ચહાતા હોતો સાંદીપ્ય ઋષિના આશ્રમમાં જાઓ અને વિદ્યાભ્યાસ કરો, ત્યાં તમને કૃષ્ણચંદ્રનો મેલાપ થશે ને સાચું સુખ પણ તમને ત્યાંજ મળશે.

**સુદામો**--વાહ પ્રભુ બહુ સારો રસ્તો બતાવ્યો.

**નારદ**--હવે રજા લઉં છું. (જાય છે)

**સુદામો**—હા પધારો મારા પ્રભુ પધારો, મારા હરી પધારો, મારા નાથ હવે તો:--

**ગાયન.**

**ભજન કરૂં ભાવે રૂડું, કૃષ્ણ કૃષ્ણ નામ;**
**જેનું બેસે નહીં દામ, એવું કૃષ્ણ કેરૂં નામ.**
**સ્વારથીયાં સહુ આ સંસારી, સ્વારથનાં સહુ કામ;**
**એક કામ છે કૃષ્ણ નામનુંજી, બીજી તજી બાજી બધી;**
**ભજું ઘનશ્યામ.............. ...........કૃષ્ણ૦**
**દીનોનાથ છે દાની દયાળુ, અંતરનો આરામ;**
**અધમ ઉદ્ધારણ ભવજલ તારણજી, જયાં જોઉં ત્યાં;**
**છે તારૂં વસવાનું ઠામ... ..................કૃષ્ણ૦**



## પ્રવેશ છઠ્ઠો.



**સ્થળ—યમુનાજીનો ઘાટ.**

**પાત્રો—કૃષ્ણ, રાધા, વિશાખા, લલીતા, ભદ્રા, ગોપીયો અને ઋષભ.**

**ગોપીયો**—(નેપથ્યમાં) **"કરીયે વ્રત કાત્યાયની સાહેલીરે,**
**ધરીયે હરીનું ધ્યાન શ્રી નટવર નીરખીએ."**

**કૃષ્ણ**—( આવીને ) આહા ! પ્રેમની પુતળીઓ આવી, રાધા સહીત ગોપીકાઓ સ્નાન કરવાને આવી. વાહ ! વાહ ! ! મારા નામ શિવાય જેના મુખમાં બીજો ઉચ્ચાર નથી, અને મારી ઉપાસના શિવાય બીજો ઉપચાર નથી, તેને મળવાને માટે મારૂં મન આતુર રહે એ સ્વભાવિક છે, કેમકે:—

**જેના ઘટમાં હું રહું, મુજ ઘટમાં રહે તેહ;**
**શોધ્યો આ સંસારમાં, સાચો ગોપી સ્નેહ.**

**ગોપીયો**—( પ્રવેશ કરીને ) **ગાયન.**

**જળ જમુનામાં ઝીલીયે સાહેલીરે,**
**કરીએ પ્રભુરસ પાન, શ્રી નટવર નીરખીએ.**
**પાવન ચિત્ત ચિન્તામણી સાહેલીરે,**
**કલ્પ્યા સારે કામ, શ્રી નટવર નીરખીએ.**
**કૃષ્ણ પુરે સહુ કામના સાહેલીરે**
**ટાળે વિઘ્ન તમામ, શ્રી નટવર નીરખીએ.**

**લલીતા**—હે કાત્યાયની અંબા, તું સર્વના અંતરને જાણે છે, જે મનુષ્ય તારૂં પુજન અર્ચન સાચા ભાવથી કરે છે તેની અભિલાષા તું પુર્ણ કરે છે. જો મેં તારૂં વ્રત એક નિષ્ટાથી કર્યું હોય તો તું મને શ્રી કૃષ્ણવર આપજે.

**વિશાખા**—સખી રાધા, આ લલીતાની લગની તો નંદલાલજીની સાથેજ લાગી છે, તેથી તેણે તો તે વર માગી લીધો, પણ તું કયો વર ઇચ્છે છે ?

**રાધા**—સખી વિશાખા, એ નંદનો નંદન તો મારો નાથ છે, એના પર બીજા હક્ક કરે તે છુટી પડવાના છે કેમકે—

**કાનડ કાળો મોરલી વાળો, છેલ છોગાળો વર મારો;**
**રંગ રસીલો છેલ છબીલો, એ અલબેલો દ્રગ તારો.**
**મનડે માન્યો જીવન જાણ્યો, તનડે તાણ્યો હૃદય રમણ;**
**સગપણ સાચું ઉરમાં રાચું, અવર ન યાચું તન મન ધન.**

**ભદ્રા**—લ્યો, ચાલો સખીયો હવે સ્નાન કરી લઇએ.

(વસ્ત્ર ઉતારી સર્વ યમુનામાં ન્હાવા પડે છે.)

**કૃષ્ણ**—(સ્વગત) વાહ ! વાહ !! કેવો પ્રેમ ! કેવી અભિન્નતા ! કેવું ઐકય ? જેમ અગ્નીમાં અગ્નિ, તેજમાં તેજ અને રસમાં રસ એકત્ર થઇ જાય છે તેમ આ ગોપીયો પણ મારા સ્વરૂપમાં મળી ગઇ છે. ચાલ હું તેમનાં વસ્ત્ર લઇ પેલા કદમ પર ચડી જાઉં, જોઇએ તે શું કરે છે ? (કદમપર ચડી બેસે છે.)

**ઋષભ**—(દુહા લલકારતો પ્રવેશ કરે છે.)

**લલીતા રોતો મેલ માં, મને લાગી તારી માયા;**
**કાયાની કરવી પથારીચું, ઓલી સોંપીજ દેવી માયા.**
**એ માયા જો હોય દલમાં તમને,**
**તો જ્યાં જાઓ ત્યાં હંભારજો અમને;**
**એ મંગાવો સતરીચું અને કરાવો સાંચા—લલીતા.**

કહેવત છે કે, ભગત હોય ઈ ભક્તિ કરે ને ભગતનાં સોકરાં ભુખે મરે, ભગતની બાયડી રંડાણી, ને આભમાં ધંટી મંડાણી. બપોરનો બાયડીની વાંહે રખડું સું પણ ક્યાંઇ પતો મળતો નથી. હાંભળવામાં આવ્યું સે કે રાધાની હારે નદીએ નાવા આવી સે, માટે હાલ ઝટ નદી કાંઠે નજર કરી પસી ઘર ભેળો થઇ જાઉં.

**કૃષ્ણ**—( કદમ ઉપરથી ) એ ઋષભા ?

**ઋષભ**—( સ્વગત ) ઓય મારા બાપ આ તો કાનો.

**કૃષ્ણ**--કોને શોધે છે ?

**ઋષભ**--એ હું ? હું તો મારી ગાયને હોધવા આવ્યો સું, એને આજ સાર દન થયાં ઓખર કરવાની ટેવ પડી ગઈ સે.

**કૃષ્ણ**—શું તારી ગાય ખોવાણી છે ?

**ઋષભ**--હા.

**કૃષ્ણ**—તારી ગાયને હું બતાવું, પણ મારૂં કામ કરશે ?

**ઋષભ**--ભલે, કરૂં પણ મારી ગાય બતાવવી પડહે

**કૃષ્ણ**—ભલે ભલે, બતાવીશ. જો પેલા કીનારા ઉપર શું પડયું છે ?

**ઋષભ**--શું પડયું સે ? અધધધ, આટલી બધી કુની બાઇડીઓ નાવા આવી હહે.

**કૃષ્ણ**—તેનું તારે શું કામ છે ? એ બધા લુગડા મને આપી દે.

**ઋષભ**—તને આપી દઉં ? ઠીક લે તાણે લે. ( એક પછી એક બધા આપે છે ને એક ધાબળામાં સંતાડે છે. )

**કૃષ્ણ**--એકે રહ્યુ નથી ના ?

**ઋષભ**--ના નથી રીયું. જો લે, સાલ હવે મારી ગાય બતાવ.

**કૃષ્ણ**—જો તારી ગાય પેલી ટેકરી ઉપર ચરે છે, જો સામે નજર કર.

**ઋષભ**—હા, ઓય માળી, ત્યા જાતી સડી ગઈ. ભીલડી, ભીલડી, બાપો બાપો. ( જાવા માંડે છે. )

**કૃષ્ણ**--એ ઋષભા ? ઉભો રહે ઉભો.

**ઋષભ**--ચીમ સે ?

**કૃષ્ણ**—પેલા ધાબળામાં શું છે ?

**ઋષભ**—હું સે ? કાંઇ નથી.

**કૃષ્ણ**—જો જો કાંઈક છે.

**ઋષભ**—લે આમાં જો સે કાંઈ?

**કૃષ્ણ**—પેલા હાથમાં જોઉ ?

**ઋષભ**—લે આ પેલા હાથમાં જો સે કાંઇ ?

**કૃષ્ણ**—આ હાથમાં જોઉં ?

**ઋષભ**—હવે લેને આ હાથમાં જો સે કાંઇ ?

**કૃષ્ણ**—હવે ધાબળો બરાબર ખંખેર જોઇ

**ઋષભ**—ઉંહુંહું, હવે લેને આ ધાબળો ખંખેર્યો જો સે કાંઇ ?

**કૃષ્ણ**—હવે એ પગ પહોળા કર જોઉં ?

**ઋષભ**—ઓય તારીહું, હવે લેને આ પગ પોળા, જો મે કાંઇ ?

**કૃષ્ણ**—હવે ધાબળો એક છેડેથી ઉપાડી ખંખેર જોઉં.

**ઋષભ**—હવે લેને આ એક છેડેથી ઉપાડયો, જો સે કાંઇ ? ( **અંદર** લુગડું નીકળે છે. )

**કૃષ્ણ**—કેમ ઇ શું પડયું ?

**ઋષભ**—તે સોટીગીયું હહે. ( જાય છે. )

**લલીતા**—સખીયો, જુઓ તો ખરાં, આ જળને કીનારે વસ્ત્રો મુકયાં હતાં તે કોણ લઇ ગયું ?

**રાધા**—હે ભગવાન ! હવે ઘેર પણ શી રીતે જવાશે ? સખીયો, આટલામાં કોઈ આવ્યું હતું ?

**ભદ્રા**—ના, આવ્યું તો કોઇ નથી.

**રાધા**—ત્યારે કયાં જાય ? શું વાયે ઉડી ગયા હશે ! ? પણ એટલો બધો પવન નથી કે ઉડી જાય ! ( કૃષ્ણ વાંસળી વગાડે છે. )

**લલીતા**—( વાંસળી સાભળીને ) સખીયો, નિશ્ચિંત રહેજો, મેં ચીરનો ચોર શોધી કાઢયો છે.

**રાધા**—હેં હેં ! કયાં છે ? કોણ છે ?

**લલીતા—ચીરનો ચોર ચતુર, છાનો આવી છેતર્યાં;**
**કોટી રવીનું નુર, જુઓ કદમપર કાનુડો.**

**રાધા**—હા, એજ ચોર, એજ તસ્કર, અલી ભલો તેં દીઠો ? **હે સચરાચરવ્યાપક હરી, તમે જગતના કારણરૂપ છો. હે માયાપતિ મોહન તમે માયા-**

થી પર છો, તમારો ભેદ પામવાને વેદની પણ ગતી નથી એવા અભેદ છો. હે નાથ! અમારા જે અપરાધ થયા હોય તે ક્ષમા કરી અમારાં વસ્ત્રો પાછાં આપો.

કૃષ્ણ—હે ગોપાંગનાઓ તમે કાત્યાયની જેવું ઉત્તમ વૃત આદરી આ યમુના જેવી પવીત્ર સરીતામાં અવસ્ત્રાં સ્નાન કરવા પડયાં છો એજ તમારો અપરાધ છે. એ કૃત્ય નારીઓના ધર્મથી વિરૂદ્ધ છે, હવેથી એવી ભુલ ન કરશો. તમારા અંતઃકરણમાં જે ઇચ્છા છે તે હું જાણું છું.

રાધા—હે હરી! તમે અમારા માટે નિરાકાર મટી સાકાર થયા છો તો આપની અદભુત લીલા અમોને કયારે બતાવશો?

ગાયન.

કૃષ્ણ— સુખદ શરદ પુનમ આવશે સારીરે,
ત્યારે કામના પુરીશ હું તમારી;
ધીરજ ધારી ઘેર જાઓ વૃજનારીરે,
રમશું રાસ ને વિલાસ પ્રિયકારી.

ગોપીયો—છેલ છબીલા રંગ રસીલા કામણગારા છો કાન કાળા,
આશાને તાંતણે તનડાં બંધાણું પાળજો વચન વેણુવાળા.

કૃષ્ણ— ...... ...... ...... ...... સુખદ૦

ગોપીયો—અંતરયામી હરી સૌના સ્વામી છો દીલના દીપક દયાળા,
આત્મા પરમાત્મા અજાણ્યું નથી કાંઈ લોભાવી છે લટકાળા.

કૃષ્ણ— . .... ...... ...... .. સુખદ૦

## પ્રવેશ સાતમો.

સ્થળ—રસ્તો.

પાત્રો—નંદરાય, અરજણ, ભીમો, કૃષ્ણ, ગોવાળીયા અને નારદ.

નંદરાય—ભાઇઓ! આપણા હંમેશના ધારા પ્રમાણે ઇંદ્ર રાજાની ઉજાણી કરવાનો સમય નજીક આવ્યો છે, ઇશ્વર કૃપાથી ગામમાં સૌ ક્ષેમકુશળ

છે, માટે કયે દીવસે ઉત્સવ કરવો તે નિશ્ચય કરો.

**અરજણ**—આપણે ઇંદર રાજાની ઉજાણીનો દન નક્કી કરવા ભરાયા સાંએ પણ ઘરમાં જુવાનીયા સોકરા તો ઇમ કીયે સે કે અમારે તો ઈંદર રાજાની ઉજાણી નથી કરવી.

**નંદરાય**—ત્યારે એમને શું કરવું છે?

**ભીમો**—ઇતો ગોવરધન પરવતનો ઓસવ કરવાનું કીયે સે.

**નંદરાય**—પણ એમ કરવાનું કારણ?

**ભીમો**—કારણમાં કાનો, ઇ સાનોમાનો ગોળા ગગડાવે સે ને સોકરાને સડાવે સે, મારા ઘરમાં સુદીયો પણ ઇજ મત લઈ બેઠો સે.

**અરજણ**—મારો મોઘલો પણ ઇમજ કીયે સે કે અમારે તો કાનો કરે ઈજ કરવું સે.

**નંદરાય**—ત્યારે બોલાવો એમને પુછીએ તો ખરા કે શા સારૂ આમ કરવું પડે છે. (સર્વ છોકરા કૃષ્ણ સહિત આવે છે)

**ભીમો**—લ્યો આ બધા આવ્યા પુસો હવે.

**નંદરાય**—કેમ, ભાઇ કાના, આપણે ઈંદ્રની ઉજાણી કયારે કરશું? સાંભળવામાં આવ્યું છે કે તુ આ બધા છોકરાને ભંભેરે છે ને ઉજાણીની ના પાડે છે શું એ વાત ખરી છે?

**કૃષ્ણ**—હા એ વાત ખરી છે. આપણે ઈંદ્રને શું કરવો છે? આપણે તો ગોવરધન પર્વત છે તેજ ખરો છે કેમ?

**ગોવાળ**—હાસું.

**ભીમો**—પણ કાના આપણે અહલથી જે કરતા આવ્યા સીએ એજ કરીએ! જુવો ભાઇ, આપણને ઈંદર રાજા હખી રાખે છે, વરહાદ મોકલે સે, ને ગોવરધન પરવત હું કરે સે?

**કૃષ્ણ**—વરસાદ ઈંદ્ર વરસાવે છે એ તમારૂં માનવું ભુલ ભરેલું છે, એતો એક પખાલી છે પખાલી. બાકી વરસાદતો વરસાવનાર અને જગતનું પાલન કરનાર તો કોઇ જુદોજ છે.

**અરજણ**—વળી તે કીયો?

**કૃષ્ણ**—એને તમે ઓળખતા નથી, પણ તે તમને ઓળખે છે, એને તમે દેખતા નથી, પણ તે તમને દેખે છે, તમે જે કરો છો એ તે જુવે છે.

**અરજણ**—પણ, ઇ સે ક્યાં ?

**કૃષ્ણ**—એ મારી પાસે છે, મારી મુઠીમાં છે, દુંટીમાં છે, એની મારેલી ખુંટી ઉખેડવા કોઇ સમર્થ નથી.

**નારદ**—( ગાતા ગાતા આવે છે. )

**ગાયન.**

**ગાને ગોવિંદ ગુણ ગાન:-મનવા૦**
**ફરી ફરી અવસર મળે નહીં આવો,**
**કરી લેને પ્રભુ રસ પાન:-મનવા૦.........ગાને૦**
**માયા ને કાયા આ જુઠી છે તારી,**
**મુકી દે મમતા ને માન:-મનવા૦.........ગાને૦**
**માથે મુરખા મરણ ભમે છે,**
**કહ્યું ધરી લે કાંઇ કાન:-મનવા૦.........ગાને૦**

**નંદરાય**—મુનિરાજ પ્રણામ કરૂં છુ

**નારદ**—કલ્યાણ, નંદરાયજી શા વિચાર કરવાને એકઠા થયા છો ?

**નંદરાય**—મહારાજ, અમારા ગામમા પ્રતિ વરસે ગ્રિષ્મ ઋતુના અંતમાં ઇંદ્રનો ઉત્સવ કરવાનો રીવાજ છે, તેનો દિવસ નક્કી કરવાને એકઠા થયા છીએ પરંતુ આ કાનાના કહેવાથી સૌનો વિચાર ફરી ગયો છે અને ઇંદ્રના ઉત્સવને બદલે ગોવરધન પર્વતનો ઉત્સવ કરવા નિશ્ચય કર્યો છે માટે મુનીરાજ આતે યોગ્ય થયું છે કે અયોગ્ય થયુ છે તે જણાવવા કૃપા કરશો !

**નારદ**—નંદરાયજી, જ્યાં પંચ ભરાય છે ત્યાં પરમેશ્વર હાજર થાય છે, સર્વાનુમતે જે વાત થાય છે તે વ્યાજબીજ થાય છે, છતાં આ પંચમાં તો સાક્ષાત પંચ મહાભુત પતિ પોતેજ કર્તાહર્તા છે ત્યાં સંશય આણવાનું શું કારણ છે ? યોગ્યા યોગ્ય કહેવાને કોણ શકિતવાન છે ? જે પ્રેરક છે તે વ્યાપક છે, જે સ્થાપક છે તે ઉથાપક છે, જે કરતા

છે તે ભરતા છે, જે પુજક છે તે પુજ્ય છે, એ ઈચ્છાવત કરવાને શક્તિવાન છે, એમણે જે અભિપ્રાય આપ્યો છે તે ઉત્તમ આપ્યો છે એમ સમજવું.

**સર્વ**—ત્યારે બોલો ગોવરધન પરવતની જય કાનજી મહારાજની જય.

**નારદ**— ગાયન.

**રટ કૃષ્ણ કૃષ્ણ ઘનશ્યામ,**
**વૃજચંદ સદાનંદ તણા ફંદ સુખધામઃ—રટ૦**
**માટીની માયા, માટીની કાયા, માટીના ખેલ બનાયા;**
**આખર માટીમાં છે માટી, માટીમાં શીદ ભરમાયા જપ નામઃ—રટ૦**



## પ્રવેશ આઠમો.



### સ્થળ—ઋષભનું ઘર.

### પાત્રો – ઋષભ, લલીતા, અરજણ અને લાડુ.

**ઋષભ**—કહેવત સે કે જેની બાયડી ભગતાણી તેના ઘરમાં રોજ મોંકાણુ મંડાણી. રોટલા હાથે કરવા ને સોકરાનાં પેટ ભરવા, ઈ રોજ ભાયડા માણુહથી કેમ થાય? આજ પાંચ દન થયાં ગાયો ને સોકરાં ભુખે મરે સે અને પોતે ઓલ્યા કાનુડા પાસળ ફરે સે, જો કાંઇ કેવા જાઊં સું તો કુતરાની ગોડે વાઊ લઇને કડવા આવે છે અને ઓલ્યા બહુરૂપીની બીક બતાવે સે. અરે ભગવાન આવી ભગતાણી કરતાં ભાયડા વાંઢા હારા. ભીલડી, ભીલડી, બાપો બાપો. ( ૨ )

**લલીતા**—કેમ શું કરો છો? કોને બોલાવો છો?

**ઋષભ**—કોઇને નહીં, ઈ તો આપણી ભીલડીને હમણાં તારી ગોડે ઓખર કરવાની ટેવ પડી સે, તેથી ઈને ઠપકો દઊં સું કે કાઝી ઓખર કરવાની ટેવ નહીં હારી, હમજી.

**જુદુ'લલીતા**—એમ બોલી મને બનાવો છો પણ ઉભા રહો, કૃષ્ણજીને

'બોલાવું પછી તમારી વાત ! (જવા માંડે છે ઋષભ તેને અટકાવે છે).

**ઋષભ**—પણ હું...ક્યાં...ના...કહું સું ! ! !

**લલીતા**—તમારા ચાળા હું જાણું છું ચાલો કહેવા મુજબ કરો છો કે કૃષ્ણજીને બોલાવું ?

**ઋષભ**—પણ હું ક્યાં ના કઉં સું ? તમે જીમ કહો તીમ કરવાને તૈયાર સું પસે કીમ ?

**લલીતા**—ઠીક ત્યારે જાઓ ઘરમાથી પેલી ગોળી લઇ આવો.

**ઋષભ**—( સ્વગત ) થોડી વાર ગાલાવેલો બનું એટલે વાત કરવાની મજા પડે. ( પ્રકાશ ) હં તમે હું કીધુ ?

**લલીતા**—અરે શું કીધુ શુ ? પેલી છાસ કરવાની ગોળી લાવો, આ એ કીધુ સમજ્યા ?

**ઋષભ**—હા હવે હમજ્યો, પણ ઈ ઘોડીએ તો ખોડાભાઇના ખેતરમા બહુજ બગાડ કર્યો સે તેથી ડોહા બાપાએ એને ડબામા પુરી સે. કહો તો ગધાડી લાવી આપુ ગધાડી.

**લલીતા**—અરે ! અરે આ તમે શું બોલો છો ? ગધેડી કોને કહેવાય એ તમે જાણો છો ?

**ઋષભ**—હા, હા ગધાડી, ગધાડી કોને કહેવાય એ હુ બરાબર જાણું સું. જો હાંભર–જે બાયડી પોતાના ધણીનો હકમ પાળે ઇ બાયડી કહેવાય અને જે પોતાના ધણીના કાળજાં બાળે આ ઈ ગધાડી કહેવાય હમજી.

**લલીતા**—હા સમજી, આજ તમે મને બહુ સતાવો છો, પણ ઉભા રહો કૃષ્ણજીને બોલાવા દો પછી તમારી વાત ! કૃષ્ણજી ઓ કૃષ્ણજી.

**ઋષભ**—( પાસે જઇને ) સું કીયો સો રાધાજી ?

**લલીતા**—તમે કોને બોલાવો છો ?

**ઋષભ**—તમે કોને બોલાવો સો ?

**લલીતા**—હું આ જગતનો જે ધણી છે તેને બોલાવુ છું, પણ તમે કોને બોલાવો છો ?

**ઋષભ**—હું ? જો, હું તારી માને, તારી બુનને, તારી કાકીને, તારી માસીને, તારી મામીને અને તારા આખા કટમની બાયડીઓને બોલાવું સું. બોલ, હું કેસ ?

**લલીતા**—પણ તેને બોલાવવાનું કારણ ?

**ઋષભ**—કારણ ઈ કે જે બાઇડીયું પોતાના ધણીને મુકી બીજાને બોલાવા જાય ઇનો ભાઇડો ઝાઝી બાઇડીયુનો ધણી થાય એવુ બેંસ ભાગવતમાં લખ્યું સે ઇમ કાનો મારાજ કેતોતો.

**લલીતા**—હં હં, તમારા બોલવાનો ભેદ હવે સમજી કે હું કનૈયાલાલ પાસે જાઉં છું તેને લીધે તમારા મનપર ખોટી અસર થઇ છે; પણ એ તમારી ભૂલ છે. એ તો સાક્ષાત ઇશ્વરનો અવતાર છે, તેના પ્રત્યે ખોટા વહેમ લાવનારને લાખો વાર ધીટકાર છે. કૃષ્ણજી, ઓ કૃષ્ણજી! જલ્દી પધારો.

**ઋષભ**—પણ હું કયાં ના કઉં સું તે, આમ બીવરાવે સે હું કામ ?

**લલીતા**—ના નહીં તો નાને માથે શીગડા. કેમ હું જેમ જેમ નથી બોલતી તેમ તેમ તમે છેક માથે ચડતા જાઓ છો. જુઓ હુ આજે રાધાની સાથે મહી વેચવા જાઉં છું પાછળથી તમે ઘરનું કામકાજ બરાબર કરજો નહીં તો હું કૃષ્ણજીને કહી દઈશ. (જાય છે.)

**ઋષભ**—પણ હું કયા ના કઉં સું. અરે તું જોજે તો ખરી પાસળથી આ મુસાળો એવુ કામ કરે કે જાણે રેઢા ઘરમાં કુતરાં રળે. ચાલ હવે ઝટ રોટલા કરી નાખું પસે બીજી વાત. (છોકરો રોવા માંડે છે) ઓય માળો, એટલી વારમા ઉઠયો. લે ઇને જરા હીંસકો નાખી હાલરડાં ગાઉં ને પસી દુધ ને રોટલો નીરાતે ખાઉં. લે હુઈ જા મારા દીકરા હુઇ જા. (છોકરાને અંદરથી લઇ આવે છે) તારી માના ધણી હુઇ જા એ હુઇ જા. દીકરા મારા માવા, તારી માને લઇ જાય બાવા, હાલ હાલ, એ સોકરા રેને સાનો, તારી માને પરણે કાનો. હાલ.

**લાડુ**—(બહારથી) લલીતાબા ઓ લલીતાબા, કમાડ ઉઘાડજો મેમાન મળવા આવ્યા સે.

**અરજણ**—(બહારથી) ઋષભ ઓ ઋષભ, ઘરમાં સો કે ?

**ઋષભ**—(સાંભળીને) જો વળી ભોગ મુવા, માંડ માંડ હાથે હાંડલાં કરૂં સું

અને કાસુ પાકુ રાંધી પેટ ભરૂં સું, તાં વળી આ સોકરાનો મામો અને તેની મામી બેય આવીને મુવાં. ઈનું નખોદ જાય ઈનું તે બાર મઈનામાં બે કળહી બાજરો તો આવા મેમાન ખાઈ જાય સે, પણ ફ્કર નહીં આજ તો આ લલીતાનાં લુગડાં પહેરી એ બેયને ભૂખ્યાં તરસ્યાં કાઢું તોણેજ મારૂં નામ રહબો.

**લાડુ**—( બહારથી ) લલીતાબા, કેમ કોઇ ઘરમાં સે કે નઇ ?

**ઋષભ**—એ આવું સું, સોકરાને ધવરાવું સું. ( લલીતાના લુગડાં પહેરી કમાડ ઉઘાડીને બંનેને દાખલ કરે છે. ) એ આવો.

**અરજણ**—બેન મારા બનેવી ક્યા ગીયા સે ? અને આ ભાણીઓ કેમ રાડો પાડે સે ?

**ઋષભ**—ગગાને ગળુ પડયું સે તેથી તારો બનેવી બજારે ઓહડ લેવા ગીયા સે.

**લાડુ**—પણ ભાણાને ધવરાવો તો ખરા, રોઈ રોઇને અડધો થઇ જાહે.

**ઋષભ**—તાળીયો પાડો સોકરાં, મામા લાવે ટોપરા; ટોપરકાં તો ભાવે નહીં, ખારેકડી તો લાવે નહીં જો આ તારો મામો. ઉભો સે તારા હામોં; જો આ તારી મામી, ઉભી સે તારા હામી.

**અરજણ**—બેન પાણીનો કળહીઓ તો લાવો.

**ઋષભ**—પણ હું સોકરાને ધવરાવું સું.

**અરજણ**—બેન કહે ન કહે પણ આજ તું કાઈ રીંહમાં લાગે સે !

**ઋષભ**—હું તો કાઈ રીંહમાં નથી.

**અરજણ**—રીંહમાં નથી તઇ પાણી કેમ પાતી નથી આંગણે મેમાન આવ્યા સે તેને મળતી નથી, હખ દખની વાતો કરતી નથી, આ તે તને હું થઇ ગયું સે ?

**ઋષભ**—મને કાંઇ થીયું નથી પણ તારા બનેવીએ મને સોખી ના પાડી સે કે તારાં પીયરીયાં હારે બોલવું નહીં ને મળવુંએ નહીં.

**અરજણ**—પણ હું તો તારો માનો જણ્યો ભાઇ સું, મારા હાથે મળવાની ના પાડેજ નહીં.

**ઋષભ**—ના, મને સોખી ના પાડી સે. ( છોકરાને ) સાનો રે મારા રોયા સાનો રે. ઓય મારો રોયો ધાવતાં ધાવતાં બટકાં ભરે સે ઓય મારો રોયો બટકાં ભરે સે. ( છોકરાને મારે છે )

**લાડુ**—લલીતાબા, સોકરાને કાં મારો, તમારા ભાઇની હાથે ન મળો તો કાંઇ નઈ પણ મારી હાથે મળહોને.

**ઋષભ**—તે હું કયાં ના કહું સું, તમારી હાથે મળવાને તૈયાર સું.

( લાડુને ઋષભ મળીને જરા દબાવે છે. )

**લાડુ**—( સ્વગત ) વોય મારા બાપ ! આવું તે મળવુ હોય ? જુઓને આ તે બાયડી સે કે ભાયડો ?

**અરજણ**—હા માળું હાળું મને પણ ઈમ લાગે સે, લાડુ જો તો ખરી ઈનું મોઢું ઉઘાડ જોઊં.

**લાડુ**—લલીતાબા.

**ઋષભ**—ચમ સે.

**લાડુ**—તમે લાજ કુની કાઢી સે ?

**ઋષભ**—મારા ભાઇની.

**લાડુ**—પણ ભાઇની લાજ નો હોય મુકી દીઓ તમને મેલડીના હમ સે.

**ઋષભ**—ઉહું, મને બોલાવો તો તમને ખોડાભાઇની ખજુરીવાળી ખોડીયારના હમ સે, હુ નહીં મોઢું બતાવું.

( લાજ ઉઘડાવે છે ને ઋષભ જાહેર થાય છે )

( ટેબલો. )



## પ્રવેશ નવમો.



**સ્થળ—વૃંદાવનનો રાજમાર્ગ.**

**પાત્રો—રાધા, ગોપીયો અને શ્રીકૃષ્ણ.**

**ગોપીયો**— **ગાયન.**

**મીઠડું મારૂં કોઈ ગોરસ લ્યો, સ્વાદે છે સારૂં કોઇ ગોરસ લ્યો.**
**સ્વાદ ન એનો શંકર જાણે, નારદ શારદ ગુણ શેષ વખાણે;**
**ઉર અજ અભિલાષ આણે........................મીઠડું૦**

કોઈ આણીગર સુખ તેનું માણે, કોઈ ભોગીજન લેછે લાણે;
ચાખ્યું હોય તે જાણે................ ..... ......મીઠડું૦

કૃષ્ણ—( સ્વગત ) અહા ! હું જાણતો હતો કે મનહર મોરલી મારી પાસેજ છે, પરંતુ આ રસિકડી રાધાના કંઠે તે ધારણા ખોટી પાડી છે, વાહ ! વાહ !!

આવી રસની રેલ, પરજન્ય વરસ્યો પ્રેમનો;
રાધા રંગ ભરેલ, તાણ્યો પૂરમાં તેં મને.

કૃષ્ણ—( પ્રકાશ ) ઉભાં રહો ઉભાં રહો દાણ આપીને જાઓ.

આપો મહીનાં દાણ, માટ ઉતારો માનની;
માગું રાખી માન, શીદ સંકોચે સુંદરી.

રાધા—ક્યાંનો દાણી કાન, ગો ચારણ ગોવાળીયા;
તજી દે અહીં તોફાન, નભશે એ નિર્બળ કને!

કૃષ્ણ—મોટું તારૂં માપ, માન વધારે માનની;
છાની ન મળે છાપ, હું છું નંદન નંદનો.

રાધા—હું ડરકણ નથી નાર, કુંવરી છું વ્રુખુભાનની;
નટવર નૃત્ય કરનાર, સમાન શું સૌને ગણે?

કૃષ્ણ—લુટીશ મહીનાં માટ, વ્હેળો વહેશે વાટમાં;
ખરો ન મેલે ખાંટ, હક્ક પોતાનો હાથથી.

રાધા—ત્યારે બળ હોય તેટલું અજમાવી લ્યો, હું તો એક કોડી પણ આપવાની નથી.

રાધા તથા કૃષ્ણ— ગાયન.

જાવ જાવરે ન સતાવો શરમાવો શાને જાઓ દાણ નથી આપતી,
રસઘેલા મનમેલા અલબેલા, છેલા જાઓ દાણ નથી આપતી.
માનો માનો માનોજી માનો, દાણ લીધા વિણ નહીં જાવા દે કાનો;
[illegible] રસીલી અંતર વસીલી મદ મુકો ઘેલી હઠ છોડો નવેલી માનો.
...... ...... ...... ...... ......રસઘેલા૦

કૃષ્ણ—ચાલ રાધા હવે તારૂં દાણ આપ.

રાધા—વિચારીને બોલો.

કૃષ્ણ—કેમ વારૂં ?

રાધા—દાણ તે મારૂં કે મહીનું ?

કૃષ્ણ—જે વેચાય તેનું.

રાધા—વેચવાનું તો મહી છે.

કૃષ્ણ—મહી વેચવાનું હોય તો મહીનું ને તારે વેચાવું હોય તો તારૂં.

રાધા—હું તો તમારા જેવા બારને વેચાતા રાખું તેવી છું.

કૃષ્ણ—અહો ! મારે વેચાવાની શી નવાઇ છે ? હું તો મારા ભક્તોનો વેચાણુજ છું. સાભળો, પ્રથમ તો મને પ્રહ્‌લાદે વચાતો રાખ્યો, જેને માટે મારે નરસિંહ રૂપ ધારણ કરી હીરણ્યકશ્યપુનો સંહાર કરવો પડયો. બીજી વાર ધ્રુવે મને વેચાતો રાખ્યો. ત્રીજી વાર બળીરાજાએ ખરીદ્યો, ચોથી વાર હરીશ્ચંદ્રે રાખ્યો, પાંચમી વાર અંબરીષે રાખ્યો, છઠ્ઠી વાર જનકે રાખ્યો, સાતમી વાર દશરથે રાખ્યો, આઠમી વાર અનૂસુયાએ રાખ્યો, અને નવમી વાર જમદગ્નીએ રાખ્યો. તે દરેક ભકતે મારી પાસે જે જે કાર્ય કરાવ્યાં તે તે મારે કરવાં પડયાં, હવે તારે પણ મને વેચાતો રાખવો હોય તો હું વગર મૂલે વેચાવા તૈયાર છું.

રાધા—હે નાથ ! હે દયાના સાગર ! હે ભક્તાધીન ભગવાન ! હું તમને મારા મન રૂપી મહીના અવેજમા આ દેહરૂપી દાણ અર્પણ કરૂંછું તે સ્વીકારશો. આ દાણલીલા કરી દુનીયાને તમે જે ઉપદેશ આપોછો તેનો ભેદ જ્ઞાની જનોજ જાણે છે. આ ગોકુળ એટલે ઇન્દ્રિઓનું પુર જે દેહ છે તેમાં તમે પ્રાણરૂપી પરમાત્મા પ્રગટ થયા છો. જે સ્ત્રીઓ તમને કાળદંડનો ભય રાખી મહી રૂપી મન અર્પણ કરે છે એજ ઉત્તમ ગતીને પામે છે.

કૃષ્ણ—ગોપાંગનાઓ હું તમારી નિષ્કામ ભકિતથી પ્રસન્ન થયો છું. તમે મને પ્રેમ પાસથી બાંધી લીધો છે, જેમ મોરલીને નાદે નાગ અને વાયુના પ્રભાવે વૃક્ષ ડોલી રહે છે, તેમ હું તમારા પ્રેમે ડોલી રહ્યો છું. આ અનંત બ્રહ્માંડમાં હું માત્ર પ્રેમ ભકિતનોજ ભૂખ્યો છું, હવે તમે સૌ તમારે આવાસે જાઓ.

રાધા તથા કૃષ્ણ-- ગાયન.

જાઓ જીવન વનમાળી, તજી શરમાળી રાધાને આજ-સાહ્યબા૦
કામણ કરીને કાળજ કોર્યાં, કેશવ કરૂણા કરી;
દેજો દર્શન ફરી, હાથ ઝાલ્યો નાથ તે નીભાવજો હેતે હરી;
પુરણીમાની રજનીએ સહુ મલજો સંઘાત-સાહ્યબા૦

(જાય છે.)



## પ્રવેશ દશમો.



### સ્થળ—લલીતાનું ઘર.

### પાત્રો--ઋષભ, લલીતા, રાક્ષસ અને શ્રીકૃષ્ણ.

**લલીતા**--(શ્રીકૃષ્ણનો બંસી નાદ સાંભળી પ્રેમઘેલી થતી) અહા ! વીણા વીણા તેં મને ઘેલી કરી નાખી, અત્યારે મારા સર્વ દુ:ખ દુર થઇ ગયા છે, મારા હૃદય કમળમાં અમૃતનો ઝરો વહન કરે છે, આનંદની લહેરો ચડે છે, રોમાંચ ખડા થાય છે, વાસના લય થાય છે, અત્યારે હું તારા જંત્રી શિવાય બીજા કોઇને દેખતી નથી. (વીણા વાગતી બંધ થાય છે તેથી) અરે ! આ સુન્યકાર કેમ ભાસ્યો ! અમૃત કોણે ખુંચવી લીધું ? સુખનો દ્વેષી કોણ જાગ્યો ? શું પ્રભુ પોતેજ પ્યાલા ભરી ટીંગળાવે છે ? હે કૃષ્ણચંદ્ર ભગવાન, વીણા વગાડો, મારા જીવનને કૃપાજળ સીંચો, મને મોરલી બહુ વ્હાલી લાગે છે ?

**ઋષભ**--કેમ ? આ રમક ઝમક કરતાં ક્યાં જવાને તૈયાર થયાં સો ?

**લલીતા**--પ્રભુનાં દર્શન કરવા.

**ઋષભ**--હવે જા જા પરભુવાળી, તને ઉપરાણું સે તે હું જાણુસું.

**લલીતા**--નાથ ! તમે આવું અણઘટતું શું બોલો છો ? અમારે તમારા શિવાય બીજા કોનું ઉપરાણું છે ?

**ઋષભ**--કોનું ? ઓલ્યા તારા બાપ કાનુડાનું.

**લલીતા**--એતો હરી છે, જગતના પ્રતિપાળક પ્રભુ છે.

**ઋષભ**--હવે જોયો જોયો પરભુ, ઇને પરભુ કીયેજ કુણ

**લલીતા**--નાથ ! અમારી સાથે દર્શન કરવા આવો, ને પછી જુઓ કે એ મનુષ્ય છે કે મનુષ્યને પેદા કરનાર પ્રભુ છે, હરી છે.

**ઋષભ**--હવે જા જા હરી વાળી, હરી ગોવાળીયા ભેળી ગાયો સારતો હહે, હરી મોરલી વગાડી વગડામાં નાસતો હહે, હરી તો કયાંય એના ગોખલામાં બેઠો હહે, જો એમ હરી મળે તો તો લે આ બારણું બંધ કરૂં. તારો હરી હહે તો તને અહીં દરહન દેહે.

**લલીતા**--( મોરલી વાગવી શરૂ થાય છે ) મોરલી, મોરલી, મારા હરીની મોરલી, મારા માધવની મોરલી, મારા નાથની મોરલી, અરે મારા કાનની મોરલી તેં મને બંધનમાં નાખી, ઘરમાં પુરી, તારા સ્વરની સ્વાદીલી આ લલીતાની અત્યારે જે દશા થઇ છે તે તું તારા વગાડનારને કહેજે.

**રેરેરે સખી મોરલી મનહરા, સ્વામી સતાવે મને;**
**જો આ પોપટડી પડીજ પીંજરે, વાધી ઉપાધી મને.**
**જોવા જીવનને ઝુરે રસ ભરી, કેદી બની કામીની;**
**કે’જે વીનતી કાનને અથ ઇતિ, ભેટા ચહે ભામીની.**

પધારો મારા નાથ પધારો, મોરલી ધરીને પધારો, કાને કુંડલ સહીત પધારો, મુગટ પહેરી પધારો, આવો વહાલા આવો.

**માંઝારીનાં બાળ, બળતાં રાખ્યાં બાપલા;**
**આવો દીનદયાળ, માવા ન રહો માનમાં.**

( કૃષ્ણ દર્શન થાય છે. )

જય જય ભકત વત્સલ ભગવાન હું આપને પ્રણામ કરૂં છું.

**કૃષ્ણ**--કલ્યાણમસ્તુ. લલીતા હું તારી અપૂર્વ ભકતીથી પ્રસન્ન થયો છું. આવ, આવ, મારા સ્વરૂપમા મળી જા.

( અદ્રશ્ય થાય છે ને રાક્ષસ પ્રગટ થાય છે )

**રાક્ષસ**--( ઋષભને ) હાઉ તને ખાઉં

**ઋષભ**--હવે ખાધો ખાધો, તારા જેવા ભૂત તો મેં ભંગીયાના મહાણુમાં બેંહો સારતાં ઘણુંએ જોયાં સે.

**રાક્ષસ**—હાઉ તને ખાઉં.

**ઋષભ**--ખાવો સે ઇમ, ઉભો રે તાણે આવી જા મને જોડા કાઢવા દે. (બંને લડે છે, રાક્ષસ નાશી જાય છે.) અલ્યા ગીયો કે સે, અલ્યા ગીયો કે સે, અલ્યા ગીયો કે સે, પણુ લલીતા કયાં ગઇ, ભવહાગર તરી ગઇ, રૂપમાં રૂપ મળી ગઇ, હાસી એજ ભકતી હાસી. અરે પણુ હું બાયડી વીનાનો થઇ ગીયો, હાલ હવે નવી કરૂં, ઇમાં હુ ! !

(જાય છે.)



## પ્રવેશ અગીયારમો.



સ્થળ--રાધાનો મહેલ.

પાત્રો--રાધા, દાસીઓ અને શ્રીકૃષ્ણ.

**રાધા તથા દાસીઓ**-- ગરબો.

એ શામળીયાજી રે સખી પ્રેમના પંથે દોરી,
પાતળીએ ચીતડું લીધું ચોરી.
ગોપુર ગોકુલને કરી વશ કીધી વ્રજનાર,
કાલીંદીને કાંઠડે, વહાલો કરે વિહાર,
ગાયો ગોવિંદ નિત ચારતોજીરે, મહીડાં લુંટેન ધાક ધારતોજીરે;
મારો વહાલો—
દર્શનથી દુખડાં ટળે, મળે મોક્ષનું ધામ,
અવલોકી આંખો ઠરે સુખકર સુંદરશ્યામ;
નચાવે નટવર આંખડીરે અલી-(૨)
પાંપણ પંકજની પાંખડી અણીયાળી, વીંધે છે પળમાં છાતડીરે;

ચાખડીએ ચડતાં પડયા અમને આવ્યું હાસ્ય,
ઉઠી નાઠા કુંજમાં, શોધતી ફરૂં અવાસ;
કોઇરે બતાવો હૈયાનો હીરલો, નાઠો છે નણદીનો વીર,
વારી વારી બલિહારી હું કાનને—શામળીયા૦

**કેતકી**—રાધા, રાધા શ્રી કૃષ્ણચંદ્ર પધાર્યા !

**રાધા**—( અધીરી બની ) ક્યાં છે મારા નાથ ! ક્યાં છે હરી ?

**કેતકી**—એ આવે.

**રાધા**—આહા, અલબેલા આવ્યા, જીવનહાર આવ્યા, મોહન આવ્યા પણ તલસાવીને આવ્યા ( રીસાય છે )

**કૃષ્ણ**—રાધા, રાધા, લ્યો બોલશો પણ નહીં ? રાધા ! રાધા ! બોલો તો ખરા, રાધે ! આજે કેમ રીસાણાં ?

**રાધા**—જાઓ અમને બોલાવશો નહીં.

**કૃષ્ણ**—પણ મારો અપરાધ ?

**રાધા**—અપરાધ તો એજ કે આટલા બધા મોડા કેમ આવ્યા ?

**કૃષ્ણ**—હું તારી પાસેજ હતો, તારા હૃદયમાંજ રમતો હતો. તારાં માયાવી નેત્રે મને જોયો નહીં તેમા હું શું કરૂં ?

**રાધા**—ત્યારે મારાં માયાવી નેત્રો અત્યારે તમને કેમ દેખે છે. મારે એવું ભેદ ભરેલું બ્રહ્મજ્ઞાન નથી જોઈતું. મારે તો તમારાં પ્રત્યક્ષ દર્શન જોઇએ છીએ.

**કૃષ્ણ**—જેવું તું મારૂં ધ્યાન ધરે છે તેવું મારા અનંત ભક્તો ધરે છે, તે દરેકના મનોરથ પુરવાને માટે હું બંધાએલો છું.

**રાધા**—એ બધા બાના છે, તમે અનંત રૂપે એકી કાળે સર્વના મનોરથ સિદ્ધ કરવાને સમર્થ છો, છતાં મને તલસાવો છો ! મારે તો તમારી સાથે બોલવુંજ નથી.

**કૃષ્ણ**—રાધા, એવા અપરાધના તે રૂષણાં હોય ?

**રાધા**—હા.

**કૃષ્ણ**—જા ત્યારે તુંજ વાંકી છે.

**રાધા**—હશે ત્યારે અમેજ વાંકાં તો અમારૂં નામ ન દેશો.

**કૃષ્ણ**—પણ એટલું બધું છે શું ?

**રાધા**—એવા ઠગારાવેડા જવા દ્યો, ઠાઠમાં ને ઠાઠમાં આખા જગતને ઠગ્યું હવે તો મારો કેડો મેલો.

**કૃષ્ણ**—પણ તને તો ઠગી નથીનાં ? તું શું કરવા રીસાય છે ?

**રાધા**—અમારે કોના પર રીસાવાનું છે ?

**કૃષ્ણ**— **ઓછા બોલી બોલ, અલબેલી શા કારણે;**
**લે મુખ આ તંબોલ, રાધા છોડી રૂશણાં.**

**રાધા**—અમારે તો તમારૂં તંબોલ નથી જોઇતું ને તમારૂ નામે નથી લેવું. અમને બોલાવશો નહીં !

**કૃષ્ણ**—પણ આ તંબોલે શો અપરાધ કર્યો છે ? તે તો લે.

**રાધા**—એ પણ તમારૂ કે નહી ? તમારૂં જે વહાલુ હોય તેને આપો.

**કૃષ્ણ**—પ્રીય, હું તારો છું, તું મારી છે, દેહ જુદા છે આત્મા એક છે, અંતર અભિન્ન છે પ્રેમ સળગ સુત્ર છે. જે રંગનું દર્શન નથી, જે રંગનું રૂપ નથી અને જે રંગની પ્રતિમા નથી તે રંગ આપણામાં અવિછીન્ન રીતે સ્ફુરી રહ્યો છે હુ જગતમાં કોઇનો નથી પણ પ્રેમીનો છું. મને વશ કરવાને માટે શક્તિવાન એક ભક્તિજ છે અને તે તુંજ છે માટે રાધા બોલ.

**રાધા તથા કૃષ્ણ**— ગાયન.

**ન બોલું વહાલા રહો દુર અલબેલડા,**
**રીસ કરો પરી માનો વ્હાલી જરી;**
**ધુતારાના ઢંગ જાણ્યા ફંદ જદુનંદ ઓ છેલડા:-૦**
**વાતે વહાલી તું રીસાયે શું કામ,**
**જાઓ જુઠા બોલા કપટી કાળા છો કાન.**
**ઘનશ્યામ તનશ્યામ મનશ્યામ રસ ઘેલડા—**

**( ડ્રોપ પડે છે ).**

## અંક પહેલો સમાપ્ત.



# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ--ગોવર્ધન પર્વતની તળેટી.

પાત્રો--શ્રીકૃષ્ણ, રાધા, નંદરાય, જસોદા, વિશાખા, ગોપ, ગોપીયો અને ઇન્દ્ર.

ગોપ-ગોપીયો— ગાયન.

**કાન કાળોરે કાન કાળો, ગુણ સાગર નાગર નંદલાલો-કાન૦**
**એને માંથે મુગટ છે રૂપાળો, એ તો મનહર મોરલી વાળો-કાન૦**
**એનું પીળું પીતાંબર પટકો, એ તો કામણનો કારમો કટકો-કાન૦**
**એ તો બહુરૂપી ને બહુ નામી, મન માન્યો છે અંતરયામી-કાન૦**

ઈંદ્ર--( સ્વગત ) મારા જેવા પ્રત્યક્ષ દેવને મુકી એક જડ પર્વતનું પુજન કરનારા ગોવાળીયા ભારે અપરાધને પાત્ર થયા છે. આ અપમાનનો બદલો હું આ ગામને બારે મેઘ મોકલી આપું છું, ને જોઉં છું કે ગોવર્ધન પર્વત તેમને શી રીતે બચાવે છે ? નંદજીનો છોકરો નાશીને ક્યા જાય છે ? હે મેઘો ! તમે તમારા પ્રચંડ જળથી આ ગોકુળને બોળી નાખો, બેદાન મેદાન કરો. ( વરસાદ પડવો શરૂ થાય છે. )

**નંદરાય**--હે વિશ્વેશ્વર, આ અંધકાર શો ? આ કડાકા શા ? શું પ્રલયકાળ આવ્યો ? આવો વરસાદ તો કદી જોયો નથી, આવા મહા જળમાં ઘેર પણ શી રીતે જવાશે ? અરે હું તો છોકરાનું કહ્યું માનીને બહુ પસ્તાયો.

**વિશાખા**--હે હરી ! હવે ઝાઝીવાર જોયા કરશો તો ઇંદ્રને અભિમાન ચડશે ! તમે ભક્ત વત્સલ ભગવાન છો, અમારૂં રક્ષણ કરો !

**કૃષ્ણ**--હે ગોપગણો, ગોપાંગનાઓ, તમો સૌ નિશ્ચિંત રહો, હું તમારૂં રક્ષણ કરવાને સમર્થ છું, તમે સહુ તમારી આંગળીનો આ પર્વતને ટેકો કરો, હું મારી ટચલી આગળી ઉપર તેને ઉપાડી લઉછુ. ચાલો બોલો ગોવર્ધન ગીરીરાજની જય. ( ગોવર્ધન પર્વત અદ્ધર ઉચકાય છે, ઇંદ્રનું અભીમાન ઉતરી જાય છે, ને આવીને પગે લાગે છે. )

( ટેબલો. )



## પ્રવેશ બીજો.



સ્થળ—કંસનો અવાસ.

પાત્રો—કંસ, શિશુપાળ, અક્રૂરજી અને ઉદ્ધવજી.

**કંસ**--

**આજ અસીને કરૂં તૃસ રીપુ રકતથી, વૃતકરી પુર્ણ આ હાથ ઠારૂં;**
**કૃષ્ણ વિણની કરૂં અવની આ અવસરે, તો ખરૂં કંસ છે નામ મારૂ.**
**ઇંદ્ર કે ચંદ્ર રવી રૂદ્ર રક્ષા કરે, તોય લવ લેશ નવ હામ હારૂં;**
**પૃથ્વી પાતાળ આકાશમાં પરવરી, સદ્ય શોધી અરી હું સંહારૂં.**

**શિશુપાળ**--જયાં સુધી જગતમાં કૃષ્ણ હયાત છે ત્યાં સુધી મારી જીંદગી નવાણું ટકાના જોખમમા છે, જયાં સુધી એ શત્રુ વિશ્વમાથી વિમુળ થયો નથી ત્યાં સુધી મારી મહત્તા મિથ્યા છે.

**ઉદ્ધવજી**--રાજેંદ્ર, જેને શત્રુ માનીયે એ શત્રુનું કાર્ય કરે અને મીત્ર માનીયે તે મીત્રનો અર્થ સારે, મનુષ્ય માત્રને પોતાના મનનું પ્રતિબીંબ પડે છે, દોષ માત્ર મનનોજ છે

**કંસ**--ઉદ્ધવજી, એ કૃષ્ણ મારો કટ્ટો શત્રુ છે, છતાં તમારી વૃતિ એ કૃષ્ણ તરફ વળે છે તે જોઈ મારૂં હૃદય વિના અગ્નિથી બળે છે. અરે તેનો નાશ કરાવતાં અધાસુર, બગાસુર, ખગાસુર ને સકટાસુર જેવા બળવાન

યોદ્ધાઓને મેં ખોયા છે. તેની સાથે પુતના જેવી બહેનના પ્રાણ જતાં જોયા છે. આ બધું સાભળતાં મારાં હાડ થર થર કંપે છે. હવે જોઉં છું કે એ કૃષ્ણ કેવી રીતે જંપે છે ?

**અક્રૂરજી**—સમજો તો એટલા પરથીજ સમજવાનું છે.

**કંસ**—હા, હુ બરાબર સમજ્યો છું. અને એનીજ વેતરણમાં છું, મારા વેરીનો વંશ આ જગતમાં જીવતો રહે તો લોકો આ કંસને ફટ ફટ કહે.

**શિશુપાળ**—મહારાજ ! અગ્નિ, રોગ, કરજ, અહિ અને રીપુ એ પાંચને નાનાં કે નજીવા જાણી જે મનુષ્ય તેને હણવાના ઉદ્યોગમાં આળસ કરે છે તે મૃત્યુના સામો જાય છે, પસ્તાય છે માટે આપણે આપણો પુરૂષાથ ચાલુજ રાખવો.

**અક્રૂરજી**—મહારાજ, પુરૂષાર્થ આગળ એકે કાર્ય અશક્ય નથી તે સત્ય છે પરંતુ આરંભેલા કાર્યમાં ઇશ્વરની અનૂકુળતા જોવી, એ પણ એક શાણા પુરૂષાર્થીનું કર્તવ્ય છે. આપ પૃથ્વીપતિ છો છતાં આવા નજીવા કાર્યમા ધણી વાર નિષ્ફળ થયા છો, તે પ્રભુ પ્રતિકુળતાની નિશાની માની આ ઉદ્યમ છોડી દ્યો તો એ શોભા રૂપ છે.

**કંસ**—શોભા ! અક્રૂરજી એવી શોભાને હુ સહસ્ર વાર ધિકારૂં છું. કદી આકાશ પાતાળ એક થાય, સમુદ્ર માઝા મૂકે, તો પણ આ કાળ કેશરીના લીધેલી પ્રતિજ્ઞા તો નહીં છોડાય, નહીં છોડાય, નહીં છોડાય.

**ઉદ્ધવજી**—છોડવીજ યોગ્ય છે તમે જેને તમારો શત્રુ માનો છો તે કોઇ સાધારણ મનુષ્ય નથી પણ ભગવાન છે. પુરૂષાર્થની ફળ પ્રાપ્તિ તેની કૃપા ઉપર રહેલી છે. એ તમારા ભાણેજ નથી પણ સર્વેશ્વર છે, દેવાધિદેવ છે. એમના ઉપર પ્રેમભાવ રાખી ભજન કરશો તો અનેક વિઘ્નનો સંહાર કરવા તે સમર્થ છે.

**કંસ**—અરે શત્રુને ભજવો તે કરતાં આ દેહ તજવો એ બહેતર છે. વળી એ ઇશ્વર નથી પણ ખાલી નામ છે તો તેનો નાશ કરવો એ મારૂં કામ છે.

**શિશુપાળ**—ખરી વાત છે, આ જગતમાં પુરૂષાર્થ તેજ પરમેશ્વર છે. જે મનુષ્ય પોતાના પ્રચંડ પરાક્રમથી, છળ બળથી, કળ બળથી ફાવી

ગયા છે તેજ પ્રભુ થયા છે, ઇશ્વર થયા છે. તે વિના બીજો ઇશ્વર પૃથ્વીમાં છેજ નહીં. જે આપણી નજરે દેખાતો નથી તેને હાજર જાણવો તે એક જાતની ઘેલછા છે.

**અક્રૂરજી**—વાયુ દેખાતો નથી પણ તેને કેમ સત્ય માનો છો ? પ્રાણ કોના જોવામાં આવે છે ? જો તે સત્ય હોય તો ઇશ્વર પણ સત્ય છે.

**શિશુપાળ**—આ જગતમા જીવ જીવનુ રક્ષણ કરે છે ને જીવ જીવનું ભક્ષણ કરે છે, મનુષ્ય મનુષ્યને પાળે છે ને મનુષ્ય મનુષ્યને મારે છે સર્વે કોઇ પોતાનાજ સ્વાર્થમાં તત્પર રહે છે. મનુષ્યોનો અસ્તોદય મનુષ્યનાજ હાથમા છે. અસ્તોદયમાં રોતા હસ્તા મનુષ્યોની સ્થીતિમા ફેરફાર કરવામાં આડો આવતો ઇશ્વર જણાયો નથી, જોયો નથી તેમ છતાં તેને છે, છે ને છે માનવો, એ એક જાતની ભ્રમણા છે.

**અક્રૂરજી**--પ્રાણી માત્ર સુખની ઇચ્છા કરે છે, પ્રભુતા સૌને પ્યારી લાગે છે, દુ ખને કોઇ બોલાવતુ નથી છતા આવીને ઉભુ રહે છે, મોટા મોટા મહારથીઓને ઘેરી લે છે, ચતુરોને ચુકાવી દે છે. એ ઈશ્વરની હાજરીના પુરાવા છે.

**શિશુપાળ**—વાસ્તવિક રીતે તપાસીએ તો આ જગતનો કોઇ કર્તાજ નથી.

**અક્રૂરજી**—શુ ત્યારે જગત એમજ પેદા થયુ ?

**શિશુપાળ**—હાજી, અનાદી કાળથી આ વિશ્વનો વહેવાર સ્વાભાવિક રીતે ચાલતો આવે છે, ઉત્પત્તિ, સ્થીતિ અને લય એ દરેક વસ્તુના પોતાનાજ ગુણ છે. જે ચાલનાર છે તેજ ચલાવનાર છે, જે વૃક્ષ છે તેજ બીજ છે. ઇતરની કલ્પના અસત્ય છે.

**અક્રૂરજી**—ધણી વિના ઘર નથી, ધણી વિના ગામ નથી, ધણી વિના દેશ નથી, ધણી વિના ધરતી નથી તો આખું જગત ધણી વિના કેમ નભી શકે તેનો તો વિચાર કરો ?

**ઉદ્ધવજી**—મહારાજ ભીંતનો ચણનાર કોઈ કડીયો, પુસ્તકનો લખનાર કોઇ પંડિત અને ઘાટનો ઘડનાર કોઇ કારીગર હોવોજ જોઇએ ? કુંભાર વિના ઘડો પોતાની મેળે પ્રગટ થયો એવુ માનનારની કલ્પના શું સત્ય છે ?

**શિશુપાળ**—હા, હા, હા.

**ઉદ્ધવજી**—નહીં, જગતને ઉત્પન્ન કરનાર જગતપતિ સર્વેશ્વર ને સર્વવ્યાપક છે. જેણે પૃથ્વી, પવન, જળ, વાયુ, અગ્નિ, સૂર્ય અને ચંદ્રાદિક પદાર્થો પોતાની શક્તિથી બનાવ્યાં છે તે આપણે જોઇએ છીએ. જેની અદ્દભુત કૃપાએ આપણને આભારી બનાવ્યા છે તે નથી, નથી ને નથી કહેવું એ મદાંધપણું છે.

**અક્રૂરજી**—જે પેદા કરનાર છે તેજ ચલાવનાર છે, જે જોનાર છે તેજ ફળ આપનાર છે, દરેક દેહધારીઓને તેની હજુરમાં જવાબ આપવાનો છે. મનુષ્ય જો સ્વશક્તિથી મનુષ્યને પેદા કરી શકતો હોત તો આ દુનીયામા કોઇના વ શ જાતજ નહીં. મનુષ્યની જીવનદોરી જો મનુષ્યના હાથમા હોત તો કોઇ માણુસ મરણને શરણ થાતજ નહીં, પૃથ્વી પર પગ મુકવાની જગ્યા રહેતજ નહીં, પણ મનુષ્યના હાથમાં કાંઈ નથી. કરતા હરતા અને ભરતા એક અનત અવિનાશી છે. જે નીરંજન નીરાકાર છે, તથાપિ પૃથ્વી પરથી પાપનો ભાર ઉતારવાને માટે અને ભકતોના કલ્યાણને માટે સાકાર રૂપે શ્રી કૃષ્ણચંદ્રના નામે ગોકુળમા રમણ કરે છે, અને તમે જેને તમારો શત્રુ માનો છો તેજ છે.

**શિશુપાળ**--અક્રૂરજી તમે તો રેતીમાં વહાણ ચલાવો છો. દેવકીનો પુત્ર કાલ સવારે જન્મ પામ્યો છે તેને ઇશ્વર કહો છો એ પોલ કેટલા દિવસ ચાલશે ?

**ઉદ્ધવજી**--અરે કંઇક યુગ વીતી ગયા ને કઇક વીતી જશે.

**શિશુપાળ**--અરે એ જો ઇશ્વર હોત તો મહારાજા કંસના ભયથી એને ગોકુળમા શુ કરવા પહોચતો કરત ? વળી જેને ત્યાં એ ઉછરે છે તે એને શું કરવા સંતાડતા ફરત ? તમારી બુદ્ધિ તો બ્હેર મારી ગઈ છે બ્હેર !

**અક્રૂરજી**--મારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે કે તમારી તે આગળ ઉપર જણાશે જો એ આપણા જેવો મનુષ્ય હોત તો તમારા અત્યાર સુધીના પ્રયત્નો મિથ્યા જાતજ નહીં. !

**કંસ**--અરે એતો માત્ર રક્ષકોની કુટનુંજ પરિણામ છે, મિથ્યા બદનામ છે, એમા એનું ઐશ્વર્ય કયા આવ્યું ?

**ઉદ્ધવજી**--અરે જરા ઇશ્વરનો તો ભય રાખો ?

**કંસ**--ઇશ્વર કોણ છે ? હું ઇશ્વરને ઓળખતો નથી, ઇશ્વર તો મારૂં ધનુષ્ય છે.

**ઉદ્ધવજી**--પણ તે ધનુષ્યને ઝાલવાની શક્તિ આપનાર એ સર્વેશ્વર છે, જેણે સમુદ્રને માઝામા રાખ્યો છે, જેણે ચદ્ર સુર્ય અને વાયુને નિયમમાં રાખ્યા છે તે તેજ છે, જેણે મનુષ્યને માથે મરણની ભીતિ મુકી છે તે છે. જેને તમે તમારો કાળ દેખો છો તે છે, તમારામા જો કાંઈ તેજ હોય તો તે તેનુંજ છે, તમારા ધનુષ્યમા જો કાઇ બળ હોય તો તે પણ તેનુંજ છે

**કંસ**—અરે મારા જેવો બહાદુર અને બળવાન જગતમા કોઇ જન્મ્યો નથી અને જન્મશે પણ નહીં, છતાં એમ જણાય છે તો હવે એ કૃષ્ણના મરણની ઘડીઓ ગણાય છે ।

**ઉદ્ધવજી**--મહારાજ આ આપનો મિથ્યા ગર્વ છે.

**મારી શકે ન વિશ્વમાં, જેને રાખે રામ;**
**મારક તારક એક છે, કૃષ્ણચંદ્ર નિષ્કામ.**

અરે જે રાજાનો રાજા, દેવોનો દેવ, જેનાથી કાંઇ ગુપ્ત નથી, જે સઘળી કળાઓ અને પ્રપંચોનો સ્વામી છે તેનાથી પ્રભુતા ધરાવનારા લઘુતાને પાસે બોલાવે છે, પર્વતોપર ઉગેલા વૃક્ષોને જળ સીંચનારા, કાષ્ટમાં કીડાને ઉછેરનારા અને ગભવાસમાં જીવનું રક્ષણ કરનારા પ્રભુને જે મનુષ્યો માનતા નથી તેમને જીવતા છતાં મુવા બરાબર જાણવા.

**કંસ**—ચાલો ત્યારે મારે એ કૃષ્ણની પરિક્ષા જોવી છે, અને તેની શકિત કેવી છે તે જાણવી છે ! અક્રુરજી તમે ગોકુળમાં જાઓ અને બંને ભાઇઓને ધનુર્યાગ નિમિત્તે અહીં તેડી લાવો

**અક્રૂરજી**—હું બોલાવી લાવુ છું, તમે સુખેથી પરિક્ષા કરો, પરંતુ જે પરિક્ષા તમે આસુરી બુદ્ધિથી જોવા ઇચ્છોછો, તેજ ભકિતભાવથી જુઓ તો કેવું સારૂં !

**કંસ**—અરે પરિક્ષામાં વળી ભકિત ભાવ શો ને આસુરી ભાવ શો ? જાઓ જાઓ, જલ્દી તે બંને ભાઇઓને તેડી લાવો.

અક્રૂરજી—બહુ સારૂં મહારાજ, હુ જાઉ છુ. (જાય છે.)

કંસ—અહા! કૃષ્ણ કૃષ્ણ! જ્યા જોઉં ત્યા તુજ મારી નજરે તરી આવે છે. જળમા, સ્થળમા, પત્રમા ને છત્રમાં તારી ભયંકર મુર્તીનો ભાસ મારા ચીતને ભમાવે છે, તારી શત્રુવટ મારા રોમ રોમને સળગાવે છે અરે બાળક તુ મને દબાવે છે, પણ નક્કી સમજજે કે તારૂં ભવિષ્ય તને ભુલાવે છે. શિશુપાળ, જેવા અક્રૂરજી કૃષ્ણ બળદેવને લઇને આવશે તેવાજ મારા કોલીઆર હસ્તીના પગ તળે કચરાવી નાખીશ, કદાચ તેમાથાં બચશે તો ચાણુર મુષ્ટીર નામના મલ્લો છે તેમના હાથે મરાવી નાખીશ, એમ છતા જો બચવા પામશે તો હું દશ હજાર હાથીના બળવાળો તેમનો કાળ તૈયાર છું. માટે ચાલો, શિશુપાળજી ચાલો, તે પાપીને પુરો કરવાની પેરવી કરીએ.

(જાય છે.)

---

## પ્રવેશ ત્રીજો.

---

### સ્થળ—વૃંદાવનની કુંજગલી.

### પાત્રો—શ્રીકૃષ્ણ, રાધા અને ગોપીઓ.

**શ્રીકૃષ્ણ—ભક્તાધીન થઇ ભમૂં ભૂમી પરે, જુદા જુદા દેશમાં;**
**આદીનો તદપી જુવે જીવ નવો, જુદા જુદા વેશમાં.**
**ભૂખ્યો માત્રજ ભાવનો ભવ વિષે, લીલા અલક્ષિ કરૂં;**
**પ્રેમીના હૃદયે પ્રવેશ કરીને, દોર્યો નિશાદી ફરૂં.**

હું જગતથી ભિન્ન નથી, જગત મારાથી જુદું નથી; પરંતુ ધરામાં ધાતુ ભૂગર્ભ વિદ્યાના જ્ઞાન વિના ઘૃત દધીને વલોવ્યા વિના, તેલ તલને પીલ્યા વિના અને અગ્નિ કાષ્ટને મથન કર્યા વિના જેમ મળતાં નથી તેમ મને પણ પૂર્ણ પ્રેમ વિના મનુષ્યો જોઇ શકતા નથી. હું વિશ્વમાં વ્યાપ્ત છું, મને અનંત રૂપે મારા ભકતો જુવે છે. નંદરાજ અને જસોદા મને બાળ જુવે છે, કંસ મને કાળ જુવે છે, બાળકો

મને ગોવાળ જુવે છે અને પ્રેમઘેલી ગોપીયો મને ગોપાળ જુવે છે. તેમની કામના હરેક રીતે મારે પુરી કરવી એ મારૂં કર્તવ્ય છે. મેં ગોપાંગનાઓને વચન આપ્યું છે કે હું શરદ પુનમની રાત્રીએ તમારી મનકામના પૂર્ણ કરીશ તે રાત્રી આજ છે માટે ચાલ બંસીનાદ કરીને તેમને બોલાવું. (બંસી વગાડે છે)

**ગોપીયો**—(બંસીનાદ સાંભળીને) **ગાયન.**

**ક્યાં કામણગારો કાનો, મન માન્યો મોહન માતો;**
**છુપાણો છે ક્યાં છાનો વહાલો, વશીકરણી વિણા વ્હાતો:—૦**
**અલબેલા તેં આશા આપી, રાસ રમાડયા કેરી;**
**પડદે રહી ટીગળાવે પ્રિતમ, પ્રેમ પાસમાં ઘેરી;**
**તને વહાલો કહું કે વેરી, તારી જંત્રી વાગે ઝેરી;**
**રસીયો રસ સાગર રાતો................. .....ક્યાં૦**

**રાધા**—શાસ્ત્રો એમ કહે છે કે ભગવાન ભક્તવત્સલ છે, પુરાણો એમ કહે છે કે પ્રભુ પ્રેમને આધીન છે, વેદ એમ કહે છે કે જેનુ મન અભેદ છે તેના અંતરમાં ઇશ્વર નિરંતર છે તો શું તે બધુ અસત્ય હશે?

**કૃષ્ણ**—(આવીને) અસત્ય નહીં પણ સત્ય છે, ગોપાંગનાઓ તે બધુ સત્ય છે. હુ ધર્મના પક્ષમા છુ, સત્યનો સંગી છું. પ્રેમનો રાગી છું પરંતુ અત્યારે તમારે તમારા બાળકોને ખવરાવી પીવરાવી સુવાડવાનો સમય છે. અત્યારે તમારે તમારા સુખ દુઃખના સાથી પતિ સાથે વાર્તા વિનોદ કરવાનો સમય છે તે સમે તમે વ્યગ્ર ચિત્તવાળા થઇ આ ઉપવનમા આવ્યા છો એ સ્ત્રીઓના ધર્મથી વિરૂદ્ધ છે, સ્ત્રીઓએ બાળપણામા માત પિતાને, યુવાનીમા પતિને અને વૃદ્ધાવસ્થામા પુત્રને તાબે રહી મારી ભક્તિ કરવી જોઇએ, એ શુ તમે જાણતા નથી? પુન્ય, દાન, જપ, તપ અને હોમ કરી પુરૂષ જે પદને પામે છે તે પદ સ્ત્રીને માત્ર સ્વામી સેવાથી મળે છે એથી અધિકતા તમે કઈ માનો છો?

**રાધા**—પ્રભુ અમે તો માત્ર તમારા દર્શનનાજ અભિલાષી છીએ! તમારી ભક્તિ એજ અમારી મુક્તિ છે; કેમ કે:——

સગપણ તમારૂં શામળા, જુનું જગતમાં આદ્ય છે;
રજની અમે રવીવર તમે, જ્યમ બુંદને વરસાદ છે.
અળગી ન અંબુજથી જરા, વળગી નિરંતર વાસ છે;
સાગર તમે સરિતા અમે, નિજ સ્વરૂપમાંહી સમાસ છે.

કૃષ્ણ—ગોપાંગનાઓ હું તમારી નિષ્કામ પ્રાર્થનાથી પ્રસન્ન થયો છું. તમારી મનોકામના પુર્ણ કરવાને માટે મેં આજ શરદ પુનમની રાતને છ માસ જેટલી લાંબી વધારી છે. આ પ્રસંગે જે રાસ ચંદ્ર સાથે તારીકાઓ રમે છે, જે રાસ દીવસ સાથે ધટીકાઓ રમે છે, જે રાસ સૂર્યની સાથે ઋતુઓ રમે છે, જે રાસ આત્માની સાથે ઈંદ્રીઓ રમે છે અને જે રાસ પુરૂષની સાથે પ્રકૃતિ રમે છે તે રાસ હું તમને રમાડવા તૈયાર થયો છું, ચાલો ગોપાંગનાઓ તમો સૌ તૈયાર થાઓ.

કૃષ્ણ અને ગોપીયો— રાસ.

શરદ પુનમની રાત રળિયામણી, ખીલી સોહામણી;
ઉગ્યો આનંદ ચંદ, ચંદની પ્રકાશી ચિદાનંદમાં;
વાગે મોરલી માયાની મધુવનમાં,
ઘુમે ગોપી ગોવિંદ ગો સંગમાં..........આનંદ૦
નવધા ભક્તિ નેહથી, ખેલે સારંગ સાથ;
ચારે મુક્તિ ચરણમાં, ઉભી જોડી હાથ.
પ્રકૃતિ પુરૂષ સંગ, નાચે ઉમંગે રમે રસરંગે;
ડોલી આનંદે ઘુમે છે, આજે ૐકાર જયકાર,

એકતારથી મચાવતી જગાવતી પ્રેમ ભક્તિતાને હરિને રીઝાવતી:—

ગાયન.

અનૂપ સુંદર જોરી મનકો સોહાત અતિ દેખો દીન રેન ચાહે.
એસોહી રહત હય, શોભા અંગ અંગ દેવે ભૂષન જડાવ સખી;
પ્યારો પ્યારી સંગ મીલ રાસ એ રમત હય,

મૃદંગા નુપર બજત ધા તીરકીટ તક ધા ધા તીરકીટ
તક ધા ધા તીરકીટ તકધા દીગ દીગ થુરરરરરા થઇ( ૩)
પ્રીતસો ખેલત વ્રજ બનમે તતતતથઇયા (૪)
હાંરે તતથઇયા (૨) થૈતતતથઇયા તતતતથઇયા..... ...

## પ્રવેશ ચોથો.

### સ્થળ—રસ્તો.

પાત્રો—ઋષભ, અરજણ અને પાછળથી સુદામો.

ઋષભ—

હાજણ જાતાં હો કોઇ અરેરે, આજ આંખું આંસુડે ભરી;
પણ જે દી લોશાને આવેલો ઇ, તે દી હાજણ હાચા જાણીએ.

અરેરે મારે તે હવે હું કરવુ ? રોઇ રોઇને મરવું કે બીજું નાતરૂં કરવું. ઘર તો મહાણ જેવુ લાગે સે, અને રાડનાં સખડાં હાંભરી આવે સે; વળી વાંઢાનું વલોણું ને લોભીયાનું નાણું કોઇને કામ આવે નહીં; એટલા માટે,

ગાયો વેસીને ઘંટી લીધી, લોટ લહરકે આવે;
પણ વાંઢા કરમનો આગળીયાત કે દળવા કોઈ ન આવે.

(વળી) જોશીને ઘેર રોજ જઇને મારો હાથ બતાવું,
જોહીડા કે મળહે બાઇડી હૈયે બઉ હરખાઉં;
મહકરીમાં જો કોઇ મારી કરે વીવાની વાતું,
હરખ હૈયામાં માય નહી ને મન મારૂં મલકાતું.
અરે પરમેહરે ઘણી નારીયું થોકે થોકે હરજાવી,
મુજ ગરીબને માટે ઘડતાં આળહ તુજને આવી;
મોઢે જીને મુસ ન ફુટી પરણેલા ઘરબારી,

તે કરતાં હું અભાગીયો કે મને મળી ના નારી ?
મોઢે મરકલાં કરતી માળી જુવે કદી મુજ હામું,
હૈયામાં હોળી હળગે ને પહતાવો બહુ પામું;
વર કન્યા સોરીમાં બેહી કોડે કંહાર ખવાડે,
પરમેહર તું એ હુખ મુજને દેખાડીશ કેહાડે.
ડામસીયાને માથે ઓઢાડું રાતો કસબી હાળુ,
ઉભાં સો કેમ વઉ એકલાં કઇને મનડું વાળું;
પાણી ભરવાનો દોર લઇ વરમાળા જેવું બનાવી,
મારા ગળામાં પેલું ભરાવી ડામસીયે લટકાવી.
હાલો વઉ સોરીમાં ફરીયે, કહીને ફરવા લાગ્યો,
ડામસીયો તો ઉંધો પડયો ને વાંહો મારો ભાગ્યો;
ફાંફાં મારી થાકયો તાણું લાવ્યો વાંહ ને ગાળી,
છાશ લેવા કોઇ નાવી બાયડી ઉકરડે જઇ ઢાળી.
ભોળી બાયડી મારા ઘરમાં લેવા દેવતા પેઠી,
મને દીઠો ઘરમાં એકલો દોટ કાઢીને નાઠી;
વાંઢાપણાનું દુઃખ બહુ મોટું દયા મારી જે જાણે,
એ બૈરીના પગ હું પુંજું પરમેહર પરમાણે.
વાંઢાના વલખાંની વાણી, ઋષભો ગાઇ બતાવે,
પરભવનો પાપી હોય તેને, અવતાર વાંઢાનો આવે.

માટે હાલ હવે મારા હાળાની પાહે જાઉં અને બીજી બૈરી કરી હખીયો થાઉં. ( અરજણ સામો આવે છે. )

અરજણ—( ઋષભને જોઇને ) અહો કોણ ઋષભ ? આવો રામ રામ.

ઋષભ—આવો રામ ભાઇ રામ, અરજણ હું બઉ દખી થઇ ગીયો, તારી બુને મને દગો દીધો, માળીએ કુવામાં ઉતારીને વરત વાઢી નાખ્યો.

અરજણ—પણ ઇમ કાંઇ રોઇ મરે આરો આવહે, ઇતો જેવું લેણું.

**ઋષભ**—ઇતો હું પણ જાણું સું કે જેવું લેણુ, પણ દનીયાં બધી મેણું મારે તેનું હું કરવુ ?

**અરજણ**—વળી દનીયાં હું મેણું મારે સે ઈ ભહી મરને ?

**ઋષભ**—આ મેણું તો ઇ કે આવડો મોટો ઢાંઢો, કાં ફરે વાઢો ?

**અરજણ**—તાણે બોલ હું કરવું સે ? હું પરણવું સે ?

**ઋષભ**—પણ હું કયાં ના કઉંસું, મારો વિસાર એવો સે કે કોઈ ઉમરમાં નાની અને મનમાની મળે તો બીજી કરવી સે બીજી.

**અરજણ**—તો બારહે ને બાણું તયાર સે, જો પરણેતર કરવું હહે તો પાંસ વીહ જોહે, અને જો નાતરૂં કરવું હહે તો બે વીહમાં બંધ વળહે.

**ઋષભ**—પણ હું કયાં ના કઉસું, બે વીહને પાસ લટકાના પસા કેમ ?

**અરજણ**—પસે કાંઈ નહીં, એ આજથી નવમે દાડે નેણીયાની સોકરી નાથી હારે તારૂં નાતરૂં થયું હમજજે. લે હવે રોટલા વેળા થઇ સે તો રોટલો ખાઇને જજે.

**ઋષભ**—ના હું રોટલો ખાવા નહીં આવું, મેં તમને બેય માણહને ભુખ્યાં ને તરહા કાઢયા સે અને મારાથી ખાવા કીમ અવાય.

**અરજણ**—ઇનું કાંઇ નહીં, ઇતો વેવાઇ વેલા કહેવાઇ એટલે એક બીજાની મહકરી કરીએ, પણ ખાવાની વેળાએ ભુખ્યું ન જવાય.

**ઋષભ**—ના ખોડીયારના હમ, ખાવા નઈ આવું, તું મને નાતરૂં કરાવી દે પસે નીરાતે આપણે બેય ગોળ ને સોખા સહકાવસું.

**અરજણ**—ભલે તાણે હું જાઉસું, વાધ રેઢું સે.

**ઋષભ**—પણ હું કયા ના કઉસુ, પણ હંભારીને કામ કરજે કયાંક વીવાનું બારસું ન કરી નાખતો.

**અરજણ**—તું જો તો ખરો, બાયડી એવી લાવું કે જાણે અંદરના ઘરની અપહરા. ( સ્વગત ) મારા હાળાનો ઠીક લાગમાં આવ્યો સે, બાયડી એવી બે ખવડાવું કે જીવે ત્યા હુધી મને હંભારે અને મારા વેરનો બદલો વળે. ( જાય છે. )

ઋષભ—સાલો એક સોકડુ તો બધ એડું, હવે બાયડી કેવી મળહે, ઇતો જેવા નહીબ, પણ વાદાનું મેણું તો ટળહે, ( સામે સુદામાને આવતો જોઇને ) અરે આ વળી હામેથી કુણુ આવે સે.

સુદામો— રામ નામ લાડવા, ગોપાળ નામ ઘી;
કૃષ્ણ નામ ખીર ખાંડ, ઘોળી ઘોળી પી.

હરેકૃષ્ણ હરેકૃષ્ણ, વસુધાના વૈભવ છે વૃથા, કષ્ટ હરણ એક કૃષ્ણની કથા.

ઋષભ—વોય મારા બાપ આ વળી ધોળે દહાડે ભુત ક્યાથી આવ્યું ? ( સુદામાને ) એલા એ તું કોણ સે ?

સુદામો—ભાઈ હું એક ગરીબ પ્રભુપ્રેમી બ્રાહ્મણ છુ. હરેકૃષ્ણ ( ૩ )

ઋષભ—તું ભામણ હો કે ભૂત હો તેની મને બીક નથી પણ તું જાય સે ક્યા ?

સુદામો—હું કૃષ્ણને મળવા જાઉં છું. મારા નાથનાં દર્શન કરવા જાઉં છું. હરેકૃષ્ણ ( ૩ )

ઋષભ—એ માળા. ઈ કાનુડો તો જાદુગારો સે આખા ગોકળની બાયડીયું ઇને વાહે ગાડી થઈ ફરે સે. જે ઈ કાનુડાનું કીધું કરે સે એની બાયડીઉં માથાં પસાડી. મરે સે. મારી બાયડીએ મરી ગઇ. માટે તને નઈ જાવા દઉં.

સુદામો—

ખસી જા અહીંથી અળગો થા, ખાલી શીદને પજવી ખા;
વસુધાના વૈભવ છે વૃથા, કષ્ટ હરણ એક કૃષ્ણની કથા.

ઋષભ—આનું તો પાખીયું ફરી ગીયું લાગે સે, એ માળા તને આવો અવળો મારગ કીને વતાડયો.

સુદામો—મને મહામુની નારદજીએ ચેતાવ્યો, જેથીજ અહીં આવ્યો. હરેકૃષ્ણ.

ઋષભ—ઈ નારદડો, ઈ નારદ કાકો વળી ક્યાં ઓસો સે કઇકને લડાવે સે કઈકને પસાડે સે અને આખા ગામને કજીયા કરાવે સે. જે નારદને સાળે સડે ઇ તો દીવો લઇને કુવામાં પડે.

**સુદામો**—કુવામા પડું કે સાગરમા પડુ પણ પ્રાણ જતા શ્રીકૃષ્ણને મળું તેનાં દર્શન કરૂં અને પછી ઘર તરફ ફરૂ. હરેકૃષ્ણ ( ૩ ) માટે ભાઇ મને જવા દે, ભગવાન તારૂ ભલુ કરશે.

**ઋષભ**—હવે કર્યું ભલુ તારા બાપનું કપાળ, સાલ પાસો વળ નકર ઠાલો મારવો પડહે.

**સુદામો**— **ગાયન.**

**મુંઝાવી કાં મને મારે, જવા દે કૃષ્ણને દ્વારે.**
**ખલકના ખેલ છે ખોટા, જેવા પાણીના પરપોટા;**
**માથે ભય મોતનો ભારે, જવા દે કૃષ્ણને દ્વારે.**
**શીખામણ માની લે શાણા, મેળવને ભક્તિનાં નાણાં;**
**ત્રિકમ વીણ કો નહીં તારે, જવા દે કૃષ્ણને દ્વારે.**

( દોડીને નાશી જાય છે. )



## પ્રવેશ પાંચમો



**સ્થળ—નંદરાયનું ઘર.**

**પાત્રો—નંદરાય, જસોદા, અક્રૂરજી, કૃષ્ણ, બળદેવ, ઋષભ, અને રાધા.**

**નંદરાય**—(અક્રૂરજીને) પધારો પધારો અક્રૂરજી તમો કયાંથી ભુલા પડયા ?

**અક્રૂરજી**—હું મથુરાંથી આવું છુ.

**નંદરાય**—ઘણીજ કૃપા કરી, હુ આપનો આભાર માનું છું.

**અક્રૂરજી**—નંદરાયજી, જેના ચરણ કમળનો સ્પર્શ કરવા અમરો ઇચ્છે છે, એવા શ્રી કૃષ્ણચંદ્રના પદ પકજથી પવિત્ર થએલી ભૂમિપર મારે આવવાનો યોગ બન્યો છે તેથી હું મારા સદ્‌ભાગ્ય માનું છું. કહો કુશળ છો ?

**નંદરાય**—આપના પુન્ય પ્રતાપથી સૌ કુશળ છે.

**અક્રૂરજી**—પ્રતાપ તો કનૈયાલાલનો, ગાયોના ગોવાળનો, જસોદાના બાળનો. અહા નંદરાયજી તમારા પુન્યનો પાર નથી !

**નંદરાય**—એ તો હરીની લીલા છે ભવિષ્યની કોઇને ખબર નથી પણ આપને આવાગમનનું કારણ શું છે તે કૃપા કરી કહેશો ?

**અક્રૂરજી**—મહારાજા કંસ ધનુર્યાગ કરે છે તે પ્રસંગપર કૃષ્ણ બળદેવને ત્યાં લઈ જવા મને આજ્ઞા થઇ છે

**નંદરાય**—ત્યારે તમે શુ તેને તેડવા આવ્યા છો ?

**અક્રૂરજી**—હા મારી સાથે મોકલો.

**જસોદાજી**—ના ના, તેને તો નહીં મોકલું, કારણ કે તે તો મારા હૈયાનો હાર છે

**અક્રૂરજી**—માતૃપ્રેમ એવોજ છે, પરંતુ જસોદાજી ! કનૈયો કાંઇ તમારાં એકલાંનો નથી.

**જસોદાજી**—હું કયા કહું છું કે મારી એકલીનો છે, સર્વનો છે હરીનો છે પણ એના વિના મહારાજા કંસને શું અડયું રહ્યુ છે ?

**અક્રૂરજી**—કંસને તો શું પણ આખા જગતને એના વિના અડી રહ્યું છે.

**જસોદાજી**—ત્યારે શું તમે તેને લેવાજ આવ્યા છો ?

**અક્રૂરજી**—હા છુટકો નથી, મારી સાથે મોકલવાજ પડશે.

**જસોદા**—અરે હાય, આ હુ શુ સાંભળું છું ? આ પ્રાણ કેમ ટકી રહ્યા છે ? આ દેહ કેમ પડતો નથી ? મનનું મોતીડું કેમ અપાય ? હૃદયનું રમકડું કેમ ધીરાય ? કાનાના વિયોગે કેમ જીવાય ? હા, દૈવ તું શું કરવા બેઠો છે ? ( મૂર્છાવશ થાય છે )

**કૃષ્ણ**—( આવીને ) માતાજી માતાજી સ્વસ્થ થાઓ તમને આ શું થયુ ? મને જરા કહો તો ખરાં ?

**જસોદા**—પુત્ર હું તમને શું કહું ? જે દુ:ખ સાંભળનારને સ્વલ્પ છે પરંતુ સહન કરનારને માથે તો દુ:ખના ઓઘ વરસે છે તે દુ:ખ આજે અમારે માથે આવી પડયું છે.

**કૃષ્ણ**—તે શું ?

**જસોદા**—તે એ કે તમને બને ભાઇઓને મહારાજા કંસે મથુરાજી તેડાવ્યા છે.

**કૃષ્ણ**—અહો ! એની શી ચિન્તા છે ?

**નંદરાય**—તારે તો કાઇ ચિન્તા નથી, પણ અમે તો એજ ચિન્તાની ચિતામાં બળી મરીએ છીએ.

**બળદેવ**—માતાજી, પીતાજી શું કંસ કાળ છે ? વ્યાળ છે? પાવકની જ્વાળા છે ? વાઘ છે ? નાગ છે? તમો શા માટે તેનાથી ડરો છો ? એ અમને શું કરનાર છે ? અમો તેની પાસે જવા તૈયાર છીએ.

**જસોદા**—અક્રૂરજી તમે તો અમારા હિતકારી છો, પરંતુ મહારાજા કંસનો પ્રેમ તેમના ભાણેજો પ્રત્યે કેવા છે તે તમે જાણો છો ? હવે આ બાબતમાં શું કરવું તેનો વિચાર હું તમનેજ સોપું છું.

**અક્રૂરજી**—જસોદાજી જેને આખા જગતની ચિન્તા છે તેની ચિન્તા રાખવી એ વ્યર્થ છે ચાલો કૃષ્ણ બળદેવ રથમાં બીરાજો.

( સૌ જાય છે ને કૃષ્ણ પાછળ રહે છે )

**ઋષભ**—એ કાના કીમનો હાલ્યો હેં ?

**કૃષ્ણ**—મામા કંસના દરબારમાં ધનુર્યાગ થાય છે માટે મથુરાં જાઊં છું. મામાએ તેડાવ્યો છે.

**ઋષભ**—શું તું મથુરા જાય સે ? જા મારા બાપ જા. જો તું જાહે તો કંઈકિ હખી થાહે, ભલી કરી મારા પરભુએ કે કંસે તને તેડાવ્યો ઇ વિના તું પાધરો નહીં થા. માળો આખો દી વાહળુ વગાડતો, ને બધુ ગોકળીયું સાકડે સડાવતો તેની હવે ખબરૂ પડહે.

**કૃષ્ણ**—ખબર શુ પડશે ? હું તો મથુરામાં પણ બંસરી બજાવીશ ને આનંદ ઉડાવીશ. મામો કંસ મને શું કરનાર છે ?

**ઋષભ**—હું કરનાર સે, એ કાના તું બધે બોડી બામણીનું ખેતર હમજતો હઇશ પણ ભુલે સુકે તાં જઇ વાંહળું વગાડીશ તો ભાઇના હમ તું તારૂં જીવતર બગાડીશ. હા હું હાસું કહું સું. મામો કસ ભુંડો સે ને પેટનો બઉ ઉંડો સે પશી તારી મરજી ?

**કૃષ્ણ**—અરે હું તો કંસથી કે કંસના કાકાથી પણ ડરતો નથી, કંસ જેવા તો કેટલાકના અભિમાન ઉતારી નાખ્યા. કંસને તો હું એક મગતરૂં સમજું છું. શું તું મને કંસનો ડર બતાવે છે ?

**ઋષભ**—કાના ભાઇના હમ, તું દેખીતો જાણે નબળો પણ ગપ મારવામાં બહુ જબરો કોણ જાણે ગોકળીયાની બાઇડીઉને તેં હુએ ઘોળીને પાયું સે કે તને પરમેહર જેવો જાણે સે, પણ ઈ તો બાઈડીયુંની ભોળી જાત કે તારી માને વાત. પણ અમે તો મુસાળા મડદ પાલી ખાઇ જાઇ અડદ, તે તું કહે એમ કરીએ ! ને તારાથી ડરીએ ? ઈ તું હોણે હમજીસ મા. તું શું મથુરામા જઈ મામાને મારવાનો ? હવે માર્યું માર્યું તારૂં મોઢુંજ કીયે સે કે તું મથુરામાં જાતા બીએ સે ! !

**કૃષ્ણ**—બીએ તારા જેવા, તું મથુરા ચાલ ત્યાં જોજે મારો ઝપાટો ! હું તને હુકમ કરૂં છુ કે તારે પણ મારી સાથે આવવું પડશે કેમ આવે છે કે નહીં ? બોલ.

**ઋષભ**—તે હું કયા ના કઊં સું, પણ મારી ગાયું ને વાસડાં ભૂખે મરી જાહે તેનું હું થાહે. બાકી બાઇડીને તો તેં મારી નાખી સે એટલે એની તો કાંઇ સીંતા નથી.

**કૃષ્ણ**--શું મેં તારી સ્ત્રીને મારી નાખી છે ?

**ઋષભ**--હા, હા, તું બાઇડીયું ઉપર જાદુ ચલાવે સે, ને રૂપાળી રૂપાળી બાઇડીયુંને જમનાજીને કાંઠે બોલાવે સે. જો ઇનો ભાયડો તને ઠપકો દીયે સે તો તું ઇની બાઇડીનો જીવ લીયે સે, પસી મારા જેવો વાંઢો થઇ ફરે, અને હાથે હાડલાં કરે આ ઈ બીકથી કોઇ બોલતું નથી.

**કૃષ્ણ**—અરે મૂર્ખ, ગોકુળની ગોપાંગનાના ધર્મને તું શું જાણે ? જેઓ તન, મન અને ધનથી વિના ઇચ્છાએ મારી સેવા ઉઠાવી રહી છે ! તેઓના ઉત્તમ ભાગ્યનું વર્ણન કરવા સરસ્વતી પણ સમર્થ નથી, હું વેદ છું તે મારી ઋચાઓ છે. હું પ્રકાશ છું તે મારાં કીરણો છે, હું બ્રહ્મ છું, તે ઇચ્છારૂપ મારી આનંદ વૃત્તિયો છે. વધુ શું કહું ? વૃજ ગોપ ગોપીકાઓના પ્રેમનું વર્ણન કરવા હું પણ શક્તિવાન નથી. કેમ ઋષભ શું વિચાર કરે છે મારી સાથે મથુરાં આવવું છે કે ?

**ઋષભ**—તે હું કયાં ના કઊં સું. ( સ્વગત ) અરે ! આ કાનો ઘડીકમાં નાનો અને ઘડીકમાં મોટા ડુંગર જેવો ! આમ કીમ દેખાય સે ! મારા ટાંગા થર થર થર થાય સે. ભાઈના હમ ઈના હામું કોઇ દી નો બોલવું હો. વોય માળો આ તો જબરી કરામતવાળો. ( પ્રકાશ ) એ કાના હું કયાં આવવાની ના કઊં સું ! પણ મારી ગાયું ભૂખે મરહે તેને સાર પાણીનું કોણ કરહે. આ ઇ દખ સે હવે જો રાજી થઇને રંજા દે તો રહું નહીં તો હું કયા ના કઉં સું.

**કૃષ્ણ**—ગાયોની સેવા કરવા માટેજ અહીં રહેવા દઊં છું, માટે આનંદથી સેવા કરજે ને જમુનાજીના કીનારા ઉપર ફરજે.

**ઋષભ**—હારૂ મારા બાપ, લે તાણે જાઊં સુ. ભાઈના હમ આ કાના આગળ હું બોલતોતો પણ આ જીવડો ખોળીયામા ડોલતોતો. ભાઈના હમ ભારે જબરો ( ૨ ) ( જાય છે. )

**રાધા**—( દોડતી આવીને કૃષ્ણને પકડી ઉભા રાખે છે. )

**મેલા મનના ભાવ, કાને કાંઈ ધરો નહીં;**
**કોને કરીએ રાવ, વહાલા કાંઇક વિચારીએ ?**

નાથ હવે મહીનો દાણી કોણ થશે ? જરા આ ગાયોની તો દયા આણો ? હવે ચોરાયલાં વસ્ત્રો કોણ આપશે ? પ્રભુ મારાથી તો તમારો વિયોગ નહીં સેવાય ( ૩ ) હવે તમારા વિયોગે મારાથી ગોકુળમાં નહીં રહેવાય. ( ૩ ) હરી ? મારાં આંસુ જોઇ તમને દયા નથી આવતી ? અમારા કલ્પાંત સાંભળીને કરૂણા નથી લાવતા ? આમ ઓશીયાળાં બનાવી ચાલ્યા જવું એ શું પ્રભુનું કામ છે ?

**કૃષ્ણ**—જે મનુષ્યના હૃદયમાં જ્ઞાન રૂપી દીપકનો પ્રકાશ થાય છે, તેના હૃદયમાંથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થાય છે; અને ત્યારેજ તે જળ સ્થળ, જડ ચૈતન્યમાં મનેજ સર્વ સ્થળે શુદ્ધ રૂપે જુએ છે, અને ત્યારે તે પોતાપણું ભૂલી અખંડાનંદ અનુભવે છે. મેં તમારી સાથે આ ગોકુળમાં અગીયાર વરસને બાવન દીવસ સુધી બાળલીલા કરી આનંદામૃતનું પાન કરાવ્યું છે, મારૂં જે સ્વરૂપ તમે તમારાં ચર્મ ચક્ષુથી જોયું છે તે સ્વરૂપ તમે જ્ઞાન દ્રષ્ટીથી તમારા હૃદયમાં સ્થાપજો.

રાધે તારી ભક્તિ જ્યારે પૂર્ણતાને પામશે ત્યારે હુ તને મારા સ્વરૂપમાં સમાવી લઇશ. હવે હું જાઉ છું ! !

રાધા—(કૃષ્ણને પકડી રાખીને) ગાયન.

મોહન માયા વિચારો, અમને મારીને પ્રભુ મથુરાં સિધારો:-૦
તમે કાયા ને અમે છાંયા છબીલા, પાળ્યાં તો પાર ઉતારો;
સુખડાં ચખાડી પ્રભુ દુખડાં ન દઇયે, મારા કહીને નહિ મારો—માયા૦
દલડાંના જાણ તમને ઝાઝું શું કહીએ, અળગાં કર્યે નથી આરો;
સારસનો સ્નેહ પ્રભુ મીનની માયા, પ્રાણ હરીને પધારો—માયા૦

( કૃષ્ણ તથા રાધા જુદાં પડે છે )



## પ્રવેશ છઠ્ઠો.

### સ્થળ—કંસની કચેરી.

પાત્રો—કંસ, શિશુપાળ, અક્રૂરજી, ઉદ્ધવજી, કૃષ્ણ, બળદેવ, મલ્લો, ધોબી, દેવકી, વસુદેવ, ઉગ્રસેન, સરદારો કંચનીઓ વિગેરે.

( કંચનીયો નૃત્ય કરે છે )

કંસ—જીત્યા દેશ વિદેશના નરપતિ, ધાકે ધ્રુજાવી ધરા;
ચાલે આણ દશે દિશા રણ બળે, ભંડાર રત્ને ભર્યા.
જાપે નામ રીપુગણો રણ તજી, આધીન ઇંદુ રવી;
જીવે કૃષ્ણ કરાળ કાળ જગમાં, મિથ્યા મહત્તા હવી.

મારા શાણા સુભટો ! આ જગતમાં એક પ્રભુના નામનું પોગળ ચાલે છે, જે પોગળ આજે તમારી સમક્ષ હું પ્રગટ કરૂં છું. જે જગત અનાદીથી ચાલ્યું આવે છે, જેનો કર્તા કોઇ છેજ નહીં, એવા જગતને કોઇની કારીગીરી બનાવી કલ્પીત પરતંત્ર ઠરાવવું એ પણ એક અજ્ઞાનતાનો અપરાધ છે. કોઇ કહે છે કે પ્રભુ ઉંચે આકાશમાં છે,

કોઇ કહે છે કે નીચે પાતાળમાં છે, અને કોઇ કહે છે કે પૃથ્વીપર છે, પણ ખરૂં જોતાં તો તે છેજ નહીં. જે કૃષ્ણ કાલ સવારે ઉત્પન્ન થયો છે, જે કૃષ્ણ ગોકુળમાં આહીરોનું એઠું જુઠું ખાઇ ઉછર્યો છે, જે એક પામર બાળક છે, તેને અજ્ઞાની લોકો અજર અમર અને અનંત શક્તિવાળો ઇશ્વર કહે છે આજે તમારી સમક્ષ હું તે કૃષ્ણનો સંહાર કરવાનો છું, મેં તેને તેડી લાવવા માટે અક્રૂરજીને ગોકુળમાં મોકલ્યા છે તો તે આવતા હશે. કેમ શિશુપાળજી! તમે મારી આજ્ઞા પ્રમાણે સર્વ તૈયારી કરી રાખી છે કે?

**શિશુપાળ**—હાજી સર્વ તૈયાર છે, કોલીયાર હસ્તીને મદીરા પાઇ શત્રુના આવવાના રસ્તા પર ઉભો રાખ્યો છે, વળી તેના માવતને પણ સમજાવી મુકયો છે કે જેવા કૃષ્ણ બળદેવ આવશે તેવાજ પગ તળે ચગદાવી નાખશે. વળી અખાડામા ચાણુર અને મુષ્ટીર નામના મલ્લોને પણ સુચના આપી સાવધ રાખ્યા છે

**કંસ**—બસ બસ બરાબર બંદોબસ્ત કર્યો છે, કદાપી તે ત્રણેર્થા ઉગરીને આવશે તો આ પ્રચંડ બાહુ તેનો સંહાર કરવાને તૈયાર છે અરે! પણ પેલા દેવકી, વસુદેવ અને એ બાવળીયાને પાણી સીચનાર પેલા ઉગ્રસેનને પણ અહી લાવો! આજે હું તેમની સમક્ષ તેમના વહાલા કૃષ્ણનો વધ કરી નાખુ. કેમ અક્રૂરજી, કૃષ્ણ બળદેવને તેડી લાવ્યા?

**અક્રૂરજી**—જી હા, મહારાજ તેઓ પાછળ આવે છે.

**ઉગ્રસેન**—(બંધીખાનામાથી બહાર આવીને) હે કંસ! તુ મારો પુત્ર નથી પણ કુપુત્ર કુલાગાર પુત્ર છો, શાસ્ત્રમાં જે બેન બનેવી પુજ્ય ગણાયલાં છે, તેને તેં કારાગ્રહમાં પુર્યા છે આ સંસારમા ભાણેજનો મહોટો લ્હાવ છે, પુજ્ય છે જેને લોક પેટ વરામાથી પુન્યવરો માને છે તેવા તેં સાતને મારી નાખ્યા, હવે આઠમો જે સોનાવાણી રહ્યો છે તેને પણ મારવા તૈયાર થયો છે. હે દુષ્ટ! તારૂં ભાવી તને ભુલાવે છે, આ દુનીયામાં મદ કોઇનો રહ્યો નથી, આ સંસારમાં કોઇ પણ અમર રહ્યું નથી, કોઈ સાથે રિદ્ધી સિદ્ધી ગઇ નથી, તો તારી સાથે ક્યાથી આવશે? ધરતી ઉપર તારા જેવા અનંત થઈ ગયા અને થઇ જશે, જો દીનમાન ઘેર હોય તો આ મદાંધપણુ મુકી દે!

**દેવકી**—બંધુ, મારા વ્હાલા બંધુ ! મારા સાત સાત બાળકોને તેં મારી નાખ્યા. હુ તને કરગરીને કહું છું કે આ એક પુત્ર તો મને સાસરવાસામાં રહેવા દે પ્રભુ તારૂં કલ્યાણ કરશે.

**કંસ**—શત્રુના પર દયા રાખનાર પોતાની હૈયાતિને ગુમાવે છે, ચુપ રહો; બોલતા બંધ થાઓ.

**ધોબી**—( અંદરથી ) મહારાજ મારી સાહ્ય કરો હું માર્યો ગયો મારા હાથમાં કાંઇ ન રહ્યુ !

**મુષ્ટીર**—( અંદરથી ) કોલીયાર હસ્તીને માર્યો, ઠાર માર્યો, ગજબ થયો, એ આવ્યા, દોડો, ભાગો ભાગો !

**કંસ**—અરે ! આ કોલાહલ શ્યો ? શું કૃષ્ણે કોલીયારને માર્યો કે કોલીયારે કૃષ્ણને માર્યો ? જાઓ જાઓ સુભટો તપાસ કરો

( કૃષ્ણ બળદેવ આવે છે. )

**ચાણુર**—(આવીને કૃષ્ણ બળદેવને) અરે છોકરાઓ ! તમે પેલા હાથીને મારી ફુલાતા આવો છો તમે પેલા ધોબીને મારી દિગવિજય માનો છો, પણ અત્યારે અમારી સાથે કુસ્તી કરી વિજય મેળવો, ચાલો થઇ જાઓ સામા.

**કૃષ્ણ**—અરે અમારી કયા ના છે ? ચાલો બળદેવભાઈ આમાના એકને તમે લઇ લ્યો અને એક આપણા માટે રહેવા દ્યો.

( મલ્લોને કુસ્તીમાં પછાડે છે તેથી નાશી જાય છે )

**કંસ**—હા ! આનો સાક્ષાત કાળ છે, આને તે જીવતા કેમ મુકાય ? અરે કૃષ્ણ કૃષ્ણ ! તેં મારા ઘણા પ્રયત્નો નિષ્ફળ કર્યા છે, હું તારી ઘણા દીવસથી રાહ જોતો હતો તે તું આજે મારા કદમમાં આવ્યો છે, હવે હું તને ત્રણ કાળમા છોડનાર નથી.

**કૃષ્ણ**—તું તો ઘણોય છોડે પણ હું તને કયાં છોડું એમ છું, મામા આજે તારા પાપનો ઘડો પુર્ણ ભરાયો છે ! આજે તારા અભિમાનનો અંત આવ્યો છે, થા તૈયાર મામા ( કંસ તથા કૃષ્ણ સામ સામા લડે છે તેમા કૃષ્ણ કંસને મારે છે, ને દેવકી વસુદેવ અને ઉગ્રસેનને છુટા કરે છે, પુષ્પ વૃષ્ટી થાય છે, દુંદુભી વાગે છે. )

( ટેબલો. )



# પ્રવેશ સાતમો



### સ્થળ—રૂક્ષ્મણીનો મહેલ.

**પાત્રો—રૂક્ષ્મણી, દાસીઓ, જોગણ વેશે રાધા, રાણી, ભીમકસેન, રૂક્મૈયો અને બ્રાહ્મણ.**

**રૂક્ષ્મણી—** ગાયન.

**ન કરરે અરે હો પીયુ પીયુ બપૈયા પુકાર,**
**શીદ મારે તું મોંઘમ માર, હજી હું છું કુંવારી નાર:—૦**
**તણખ તણખ આ તનડું તલપે, કાળજ કાં તું સાર;**
**તનમાં લગાડી મુંને તાલાવેલી, ઘેલી કરી આવાર—ન કરરે૦**

આહા ! વસંત ! વસંત ! તારી ખુબી તો કાંઈ અજબજ છે ? આતે કર્તાની કુદરત, વાટીકાનો વિકાસ, તરૂવરોનું તારૂણ્ય કે વસંતનું વશીકરણ ? શી અદભૂત શોભા ! આ વિવિધ રંગથી રંગાએલી વાટીકાને જોઇ મારા મનમા કાઇજ નવા પ્રકારની અસર ઉત્પન્ન થઇ છે. અહા ! આતે નવાઇ મારા મનની કે વસંતની ? કોકીલા ! કોકીલા ! તારા ટૌકા મારૂં કાળજુ કોરે છે, સખી મધુરી જોને આ કોકીલા મારી કેડે પડી છે !

**મધુરી—**હા બહેન હા,

**કોકીલ બોલે કાળજ કોરે, પડઘા ખોલે ભીતરના ભીતરના;**
**માધવી—અગન લગાડે અરી જગાડે, બાણ વગાડે મંતરના મંતરના.**
**મધુરી—ચિત્ત ચમકાવે તન ઝબકાવે, દહેજ દાવે અંતરમાં અંતરમાં;**
**રૂક્ષ્મણી—પાંખો તોડું આંખો ફોડું ચાંચ મરોડું ગ્રહી કરમાં ગ્રહી કરમાં.**

**માધવી—**અહો ! આતો પરણ્યા પહેલા પક્ષીને મારવા ઉભાં થયાં તો પરણ્યા પછીની વાતજ શી ?

**મધુરી**--સખી ! એ કોકીલા કઠોર છે, જોને.—

**એ અણખપતી જીવન જપતી તેજે તપતી તાન ધરે (૨)**
**ખરે ઉનાળે બળતા બાળે પ્રેમની પાળે પ્રેમ ચરે (૨)**
**વહી વિનોદે ચડતી વાદે નુતન નાદે ઘાવ કરે (૨)**
**· કાળ ન જાણે જવાળ ન જાણે વસંત વરની પૂઠ ફરે (૨)**

**માધવી**—મધુરી, એ તો એનો સ્વભાવ છે !

**રૂક્ષ્મણી**--એનો સ્વભાવ તે શું મને બાળવા માટે ?

**મધુરી**--વરસાદની ગર્જના સાંભળી સિંહ માથું ફોડે તેમા વરસાદ શું કરે ? સમજ્યા.

**રૂક્ષ્મણી**--હા સમજ્યા.

**માધવી**--પ્રેમની પીડાથી નિંદ્રા ના આવે, તેમા રજનીનો શો દોષ ? સમજ્યાં.

**રૂક્ષ્મણી**--હા સમજ્યા.

**મધુરી**--ચંદનની ગારમા લપસી પડનારને દુખ શા માટે ધરવું જોઇએ ? સમજ્યાં.

**રૂક્ષ્મણી**--હા સમજ્યાં.

**માધવી**--ચંદ્રને જોઇ વિરહાનળ જાગે, તેમાં ચદ્ર શું કરે ? સમજ્યાં.

**રૂક્ષ્મણી**--હા સમજ્યા ! એક તો આ કોકીલા કંટાળો આપે છે, તેમાં વળી તમારૂં બાકી રહ્યુ હોય તો તમે પુરૂં કરો.

**મધુરી**—માધવી, એ એના ચાળા નથી પણ જુવાનીના ઝબકારા છે.

**રૂક્ષ્મણી**—આમ આડું અવળું બોલી શીદને રંજાડો છો ?

**મધુરી**--હાબા હા, તમને વૃક્ષ રંજાડે, વાયુ રંજાડે, પુષ્પ રંજાડે, પંખી રંજાડે ત્યારે અમે કેમ ન રંજાડીયે ?

**ખીલી જુવાની બની દીવાની સખી તું શ્યાણી વર વરવા (૨)**
**મહઝર માતી રસભર રાતી વર વર ગાતી રતી તરવા (૨)**
**અણુવટ ઠમકે જોબન ઝમકે ચતુરા ચમકે બીન પરવા (૨)**
**અનંગ રંગે ઉગતો અંગે ચઢી ઉમંગે મન હરવા (૨)**

**રૂક્ષ્મણી**--સખીયો તમો તો મને કંટાળો આપો છો.

**મધુરી**—હવે તમારે પણ ચપે વીંટાવાનો વખત આવ્યો છે !

**રૂક્ષ્મણી**--ઉ, બોલતાં જરા લાજતી નથી ? છાની રહે ઉંહ !

**મધુરી**—કેવી પરણવા સારૂ અધીરી થઈ રહી છે ?

**માધવી**—ત્યારે શું તમે કુંવારા રહેશો ?

**રૂક્ષ્મણી**—અત્યારે તો કુંવારી છું ને કાલની વાત તો કૃષ્ણ જાણે !

**મધુરી**--તે જાણનારોજ તમને પરણશે !

**રૂક્ષ્મણી**--શું તે સત્ય છે ? મારા માતુશ્રીએ તને કાંઇ કહ્યુ છે ? હેં હેં, મારા સમ !

**મધુરી**--કેવી કાલી ઘેલી થાતી દોડી આવે છે ' મહારાજા ભીમકસેને તમારા લગ્ન શ્રી કૃષ્ણચંદ્રની સાથે કરવાનો નિશ્ચય કર્યો છે, ફક્ત તમારા વિચાર ઉપરજ મુલતવી રાખ્યું છે

**રાધા**--( ગાતી ગાતી પ્રવેશ કરે છે. )

**ગાયન.**

**કોઇ દેખાડોરે, મારો કાનો મને છોડી ગયો;**
**વ્રજનો વિહારી કયાં, ગીરીવરધારી કયાં?**
**જીવનો કયાં છે જીવન પ્રાણરે – (૩)**
**મીઠો માવલીયો થયો મનડાનો મેલો,**
**રાખી રઝળતી મને રાનરે--(૩)**

**રૂક્ષ્મણી**--તપસ્વીની બાળા હુ આપને પ્રણામ કરૂ છુ,

**રાધા**—કૃષ્ણ તમારૂં કલ્યાણ કરો.

**રૂક્ષ્મણી**--યોગીની બાળા તમે કોણ છો ?

**રાધા**--હું એક હરીના દર્શનની અભિલાષી અબળા છું.

**રૂક્ષ્મણી**—આમ કયાં જવા ઇરાદો રાખો છો ?

**રાધા**—મારા હરીની શોધમાં, એ જ્યાં મળે ત્યાં જવાનો, મારો વિચાર છે.

રૂક્ષ્મણી—તમારા હરી કોણ છે ?

રાધા—જેના નામથી કોઇ અજાણ્યું નથી, તે શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન છે.

રૂક્ષ્મણી—આ યોગ લેવાનું કારણ શું ?

રાધા—મારા નાથનો વિયોગ '

રૂક્ષ્મણી—તે ક્યાંના રાજા છે ?

રાધા—જે રાજાના રાજા, અને મહારાજાના મહારાજા છે, જે ત્રિલોકના નાથ છે, જેના બળથી જગત બળવાન છે, જેના ગુણથી જગત ગુણવાન છે, અને જેના સ્વરૂપથી સ્વર્ગ મૃત્યુ અને પાતાળ શોભાયમાન છે, તે શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન છે, તે પ્રભુ ગોકુળ મેલી ક્યાં ગયા તે હું જાણતી નથી તમે જાણતાં હો તો બતાવવા કૃપા કરો !

રૂક્ષ્મણી—તમે મારી પાસે રહો, હું મારાથી બનતી તમારી સેવા કરીશ.

રાધા—તમે મારા પર આટલી બધી કૃપા બતાવો છો તેથી તમારો આભાર માનું છું, હું વૈભવનો ત્યાગ કરી નીકળી છું. જેને હું શોધું છું તેનેજ શોધીશ, જેનાથી હું રીઝું છું તેનાથીજ રીઝીશ. કૃષ્ણ (૫)

**ગાયન.**

**ભજ ભજરે મન મારા તું કૃષ્ણ કૃષ્ણ નામ,**<br>
**મૃગજળ તૃષ્ણા માયા મુકીને, ભક્તિ ભુધરની કરી લે;**<br>
**તન મન ધન અર્પણ કરી ચરણે,**<br>
**પાન કરી લેને હરિ રસ ધારાનું... ... ...કૃષ્ણ.**

( રાધા જાય છે રાણી આવે છે. )

રૂક્ષ્મણી—માતાજી પ્રણામ કરૂં છુ.

રાણી—રૂક્ષ્મણી હવે તું મોટી થઇ, જેથી તારા પીતા તારાં લગ્ન કરવા તૈયાર થયા છે, તારી સખીના મોઢેથી મેં સાંભળ્યું છે કે તું દ્વારકાંપતી શ્રી કૃષ્ણચંદ્રને વરવાની ઇચ્છા રાખે છે તે સત્ય છે ?

રૂક્ષ્મણી—હા તે સત્ય છે, હું કૃષ્ણનેજ વરીશ કેમકે જે રાજાના રાજા અને દેવના દેવ છે, જેની સેવા શિવ બ્રહ્માદીકને દુર્લભ છે, જેની

કીર્તી વેદ પુરાણ વખાણે છે, જેના પ્રચંડ પરાક્રમો જગતમા પ્રસિદ્ધ છે તેજ મનહર સુરતી તમે મારે વાસ્તે પસંદ કરી છે તેથી હું મારા મનને મોટી ભાગ્યશાળી સમજું છુ.

**રાણી**--હવે આ વાત હું તારા પિતાશ્રીને કહુછુ.

**ભીમકસેન**--કેમ પ્રિયા ! તમે રૂક્ષ્મણીના વિચાર જાણી લીધા ?

**રાણી**—હા, તે આપની ઇચ્છાને આધિન છે.

**ભીમકસેન**--બહુ સારૂં ત્યારે હું ગોરને તથા પ્રધાનજીને શ્રીફળ આપી દ્વારીકાં મોકલવાની તજવીજ કરૂં છું.

**રૂકમૈયો**—કેમ પીતાજી ! શાની તજવીજ કરો છો ?

**ભીમકસેન**--રૂક્ષ્મણીના લગ્નની.

**રૂકમૈયો**--કોની સાથે ?

**ભીમકસેન**—કૃષ્ણની સાથે.

**રૂકમૈયો**--અરે જરા લાજો, જરા બોલતાં શરમાઓ, આમ છેક અક્કલ-શુન્ય કેમ થઇ ગયા છો ? આપણી પુત્રી તે ત્યા હોય ? એક આહીરની એઠી છાશ પીનારો, નારીઓ સાથે નિર્લજ થઇ નાચનારો એ ગોવાળીઓ શું મારો બનેવી થશે ? શિશુપાળ કૃષ્ણ કરતાં હજાર દરજ્જે સારો છે.

**ભીમકસેન**--હું કૃષ્ણ શિવાય કોઇને દેખતો નથી, જેમ રવી આગળ રાહુ, કુંદન આગળ કથીર અને મણીની આગળ જેમ કાચ છે તેમ કૃષ્ણ આગળ શિશુપાળ છે.

**રૂકમૈયો**--અરે જેમ ચંદ્ર આગળ આરસી, ગરૂડ આગળ ચકલી, ને મગર આગળ ગરોળી છે તેમ શિશુપાળ આગળ કૃષ્ણ છે, આજ કાલ શિશુપાળની ધાકથી ધરણી ધ્રુજી ઉઠે છે, મહારાજા દંભઘોષનો પુત્ર આપણે ભાગ્ય ક્યાંથી આવે ? એવો બળવાન સગો હોય તો કાઇ વખત કામ આવે. આ એક આહીર ગોવાળીયો કૃષ્ણ શા કામનો ?

**ભીમકસેન**—તારા મનોરથ મિથ્યા છે, મેં જે ધાર્યુ છે તે યોગ્યજ ધાર્યુછે.

**રૂકમૈયો**—તમારૂં ધાર્યું તમારી પાસેજ રહેશે.

**ભીમકસેન**—ધર્મ ને નીતિ વિરૂદ્ધની તારી ધારણા કદાપી કાળે પાર નહીં પડે.

**રૂકમૈયો**—હું તો રૂક્ષ્મણીનો વિવાહ શિશુપાળ સાથે કરો ચુકયો છું.

**ભીમકસેન**—તો તે વૃથા થશે !

**રૂકમૈયો**—જોઉં છું કે કેવી રીતે વૃથા થાય છે ?

**ભીમકસેન**—ત્યારે હુ પણ જોઉં છું કે કેવી રીતે તું વૃથા કરે છે !

**રાણી**—જા જા તારાથી થાય તે કરી લેજે.

(બંને ક્રોધ કરી ચાલ્યાં જાય છે.)

**રૂક્ષ્મણી**—સખી, ભાઇએ ભૂડું કર્યું, માતા પિતા રીસાઇને ચાલ્યાં ગયાં અને વિવાહનું કામ કથળી જવા બેઠું.

**માધવી**—બહેન ગભરાશો નહીં. ભગવાન તમારૂં કામ પાર ઉતારશે.

**રૂક્ષ્મણી**—ઠીક ત્યારે તું જા અને બ્રહ્મદેવને બોલાવી લાવ. હું એક પત્ર હરીને લખી મોકલું. તે પ્રભુ દીન દયાળ ભગવાન છે એટલે તુરતજ દીનની વા'રે ધાશે !।

**મધુરી**—બહુ સારૂ બહેન આ ચાલી. (જાય છે, રૂક્ષ્મણી કાગળ લખે છે, મધુરી આવીને) લ્યો બહેન, આ બ્રહ્મદેવ પધાર્યા.

**રૂક્ષ્મણી**—પધારો બ્રહ્મદેવ હું તમારીજ રાહ જોતી હતી, પ્રણામ કરૂં છું.

**બ્રાહ્મણ**—રાજકુમારીનો જય થાઓ

**રૂક્ષ્મણી**—પ્રભુ આ પત્ર લઈ તમારે દ્વારામતી જવાનું છે અને બનતી ત્વરાએ શ્રી દ્વારકાપતિને પહોંચાડવાનો છે.

**બ્રાહ્મણ**—બહુ સારૂં, લાવો પત્ર. (પત્ર લે છે.)

**રૂક્ષ્મણી**—લ્યો આ પત્ર, તાકીદે જાઓ, હાલ તો આ હાર તમને આપું છું પણ પછીથી રાજી કરીશ. (હાર આપે છે.)

**બ્રાહ્મણ—રાત દીવસ હું ચાલીને, પહોંચું દ્વારકા માંય;**
**પ્રેમે આપું પત્રને, શ્રી કૃષ્ણ તણા કર માંહ્ય.**

લ્યો બહેન હું જાઉં છું, તમારો જય થાઓ.

રૂક્ષ્મણી— ગાયન.

હરી હાથ ઝાલી, ઉગારો આ દાસી તમારી,
પૂરી મનડાની આશ, આપો અરીને ત્રાસ;
શ્રીકૃષ્ણ કર સાહી લેજો ઉગારી................ઉગારો.
પલમાં રાયને રંક બનાવો, પલમાં રંકને રાય;
નરસિંહ રૂપે પ્રહ્‍લાદને બચાવ્યો, એમ દાસીને કરજો સાહ્ય...ઉ૦

## પ્રવેશ આઠમો.

### સ્થળ—જંગલ.

### પાત્રો—કૃષ્ણ, સુદામો અને રાક્ષસ.

**શ્રીકૃષ્ણ**—મિત્ર સુદામા, ગુરૂજીની આજ્ઞા પ્રમાણે જોઇતાં કાષ્ટો તો' ભેગાં કર્યાં હવે પેલા સામે દેખાતા વૃક્ષ ઊપરથી હું સુકાં કાષ્ટો પાડું છું, ત્યા'સુધી તમે વિશ્રાતી લ્યો.

**સુદામો**—જેવી આજ્ઞા. હાશ મારા પ્રભુ, ચાલી ચાલીને પગ થાકી ને પાકી ગયા, પેટમા પણ કડકડીને ભુખ લાગી છે માટે ચાલ માતાજીએ થોડા ચણા આપ્યા છે તે ખાઈ લઊં તેટલામા પ્રભુજી પણ લાકડાં કાપી લેશે જેથી ઝપાટાબંધ ભેગાં કરી લેશુ. ( ચણા ખાવા બેસે છે. )

**રાક્ષસ**—( આવીને ) અહો હું ઘણા દીવસ થયા આ વનમાં નારદજીના કહેવાથી રખડું છું. પણ કૃષ્ણ તો મળતોજ નથી; વળી મહારાજા કંસનું મરણ થવાથી રાક્ષસો ભૂમીમાંથી ભાગી ગયા અને મારા ખાવા હાલ થયા. હું ઘણા દીવસ થયાં શીકારની શોધ કરૂં છું પણ તેમાં પાછો ફરૂં છું અને ભુખે મરૂં છું ( સુદામાને જોઇને ) વાહ વાહ, આ સામે લાકડાના ભારા પાસે બેઠેલા મનુષ્યને મારી ભક્ષણ કરી લઉં. હાજી હાજી તને ખાઊં.

**સુદામો**—હરે કૃષ્ણ, ધાઓ ધાઓ ઓ આ દુષ્ટ દૈત્ય મને ખાઈ જાય છે.

**રાક્ષસ**—ક્યા છે કૃષ્ણ ક્યા છે? મહારાજા કંસને મારનાર મારો કટ્ટો વેરી ક્યાં છે? હા હું તેનેજ મારવા ફરૂં છું. ચાલ બતાવ, નહીં તો તનેજ ખાઇ જઇશ.

**કૃષ્ણ**—( આવીને ) પાપી કંસનો કાળ કરનાર, રાક્ષસોનો સંહાર કરનાર હું કૃષ્ણ તારી સન્મુખ ઉભો છું માટે થા તૈયાર !

**રાક્ષસ**—અરે કૃષ્ણ, કંસને મારી રાક્ષસોનો સંહાર કરી તું ફુલાય છે પણ જોઉં છું કે આજ મારા હાથથી જીવતો કેમ જાય છે? તારા જેવા હજારો ભામટાને ભુમી ભેગા કર્યા તો તું તે કોણ વિશાતમાં છે?

**કૃષ્ણ**—હું કોણ વિશાતમાં છું તેની હમણાજ ખબર પડશે. અધમ, પાપી લે આ તારા અધમ કૃત્યનો બદલો. ( યુદ્ધ કરી રાક્ષસને મારી નાખે છે )

**સુદામો**—વાહરે મારા પ્રભુ, વાહરે મારા હરી, વાહરે મારા નાથ.

**કૃષ્ણ**—મિત્ર તમને તો કાંઈ નુકશાન થયું નથીને !

**સુદામો**—નારે મારા પ્રભુ આપ હો ત્યાં મને નુકશાન થાય ખરૂં કે!

**કૃષ્ણ**—મિત્ર ચાલો હવે આપણે પેલા વડની છાંયા નીચે બેશી માજીએ ચણ્યા આપ્યા છે તે ખાઇ પછી આશ્રમ તરફ જઇએ.

**સુદામો**—પ્રભુજી ચણ્યા, ચણ્યા તો ..

**કૃષ્ણ**—હા ચણ્યા, માજીએ આપ્યા છે તે ! સાથે લાવ્યા છોને ? ચાલો !

**સુદામો**—પણ ..પણ...પ્રભુજી !

**કૃષ્ણ**—મિત્ર આજે તમે જબરૂં માથું કુટાવો છો, બોલો અરે ગભરાયા શિવાય બોલો કે ચણ્યાનું શુ થયું ?

**સુદામો**—પ્રભુ . ચણ્યા . પછીના...પ્રભુજી...તે ચણ્યા તો મને ભુખ લાગી તે ના . ખાઈ ગયો.

**કૃષ્ણ**—હશે કાંઇ હરકત નહીં. તેમા વળી આટલા બધા મુઝાતાતા શું કરવા. ( સ્વગત ) મારા મિત્રે મને મૂકી ચણ્યા ખાધા તેથી તેને દારીદ્ર પ્રાપ્ત થશે, પણ તેની દરીદ્રતા હરવી એ મારો ધર્મ છે. સુદામા તમે જાઓ.

**સુદામો**—પણ તમને બહુ ભુખ લાગી હશે.

**કૃષ્ણ**—મારી ચિન્તા નહીં કરો, જાઓ સાચવીને જજો.

**સુદામો**—પણ તમો જલદી આવજો માતાજી રોટલી કરી રહ્યાં હશે, રોટલી ટાઢી થઈ જશે. ( જાય છે. )

**કૃષ્ણ**—મામા કંસના શાપનું નિવારણ કર્યું, માટે ચાલ હવે મારા દર્શનની આશાએ દીવાની થઇ ફરતી રસઘેલી રાધાની સંભાળ લઉં, નહીં તો ભક્તવત્સલ ભગવાનનું જે પદ ધારણ કર્યું છે તેને અજ્ઞાની લોકો કલંક આપશે. ખરેખર મારા ભકતોની સંભાળ લેવી અને તેમના શત્રુનો સંહાર કરવો એ મારી ખાસ ફરજ છે.

ગાયન.

**મુજ ભકતોને અતિ ભય ભરતા, ખર અભિમાન ઉરમાં ધરતા;**
**કુર્મે કુડાં કરતાં નહિ ડરતા, નિર્ભય થઇ જગ માંહી વિચરતા.**
**તન મન ધન મને અર્પણ કરીને, નિશદીન ભક્તિ હ્રદયે ભરતા;**
**વિશ્વ વિષે વપુ કષ્ટ સહીને, અંત સમે મમ માંહી ઠરતા.**
**નિર્દય નિશિચર નિર્ભય ફરતા, અવની પરે અતિ ત્રાસ કરતા;**
**મિથ્યા મદમાં મસ્ત ફરતા, અમૃત તજી વીષ પાન કરતા.**
**કુર્મ સંજોગે આવી મળતા, ફેરો ફોગટ શાને કરતા;**
**મેળો મળીયો મનુષ્ય દેહનો, ચેતો ત્વરા શું ચાળા કરતા.**



# પ્રવેશ દશમો.



## સ્થળ—સાંદીપ ગુરૂની પાઠશાળા.

### પાત્રો—સાંદીપ, શુશિલા, કૃષ્ણ, બળદેવ, સુદામો અને ગુરૂનો દીકરો.

**સુદામો**—વિદ્યા વિદ્યા, તારો મહીમા અપાર છે, તારાવડેજ હું શ્રીકૃષ્ણ પ્રભુને સ્વસ્વરૂપે ઓળખવા લાગ્યો, પણ અરેરે હવે વનમાળીનો વિયોગ સહન કરવાનો સમય નજીક આવ્યો, જેથી મન મુઝાય છે ઉર અકળાય છે. હરે કૃષ્ણ ( ૩ )

**કૃષ્ણ**—કેમ મિત્ર સુદામા આજે શું વિચારમા ગુંથાયા ?

**સુદામો**—પ્રભુ વિચાર તો આપના વિયોગનો. આજે ગુરૂજીએ મને આજ્ઞા આપી કે તારો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો માટે તું તારે ઘેર જા.

**કૃષ્ણ**—મિત્ર સુદામા તમારા જેવા સન્મિત્રનો વિયોગ સહન કરવાનો સમય જેમ જેમ નજદીક આવતો જાય છે તેમ તેમ મારૂં મન વિશેષ દુભાતું જાય છે. મુનીરાજ કોઇ વખતે મારાપર કૃપા કરી દર્શન દેજો.

**સુદામો**—પ્રભુજી આ રસનાએ તો આપનું નામ ચડયું છે તે ચડયુંજ છે. આપની આનંદમય મુર્તી મારા હૃદયમાં સ્થાપી છે તે સ્થાપીજ છે, મારા નાથ હું તો પામર છું, પણ તમે રાજકાજની ખટપટમાં પડી આ દીન મિત્રને વિસારી ન દેશો, મારા પ્રભુ.

**કૃષ્ણ**—જગતમાં વિસારી ન વિસરે એવી ચીજ તો માત્ર મિત્રનીજ છે. આ સંસારમાં બધું મળવું સુલભ છે, પરંતુ સન્મિત્ર મળવો તો બહુજ દુર્લભ છે, મનુષ્ય માત્રને વાત કરવાનો વિસામો એક ફકત મિત્રજ છે, તમારે પ્રતાપે મારે ઘેર સર્વ સંપત્તિ છે, માત્ર તમારા જેવા મિત્રનીજ ખોટ છે, તે ખોટ પુરી પાડવાને માટે અવેજમાં બીજું કાંઇ નથી.

"સુદામા--પ્રભુજી તમારા જેવા મિત્ર તો આ સંસારનો સાર છે, જડ દેહનું ચૈતન્ય છે, અને જીવનની જડીબુટ્ટી છે. હે ગીરીવરધારી આ ગરીબ મિત્રની એજ અરજ છે કેઃ--

## ગાયન.

દામોદર દીન દયાળ દાસ ભુલી જોજો જતા?
પુરૂષોત્તમ પાંગુળ પાળ કૃષ્ણ ભુલી જોજો જતા!
કૃષ્ણ—સર હૃદય હંસલા મારા, શુભ પ્રેમ મોતી ચરનારા,
જીવન બંધુ મુજ પ્રાણઃ— ભુલી.

**કૃષ્ણ અને બળદેવ**--(ગુરૂજી આવે છે તેને જોઇ) ગુરૂદેવ અમે આપને નમન કરીએ છીએ.

**સાંદીપ**--રાજકુમારો કલ્યાણ, આજે તમારી પરીક્ષા લેવાની છે માટે કહો કૃષ્ણચંદ્ર કર એટલે શુ?

**કૃષ્ણ**—મહારાજ કર એટલે કરવું, એનો બીજો અર્થ સુર્યના કીરણો થાય છે, ત્રીજો અર્થ હાથ થાય છે, ચોથો અર્થ રહેઠાણ થાય છે, અને પાંચમો અર્થ વેરો થાય છે.

**સાંદીપ**—કહો બળદેવજી **શરીર** એટલે શું?

**બળદેવજી**--મહારાજ, શરીર એટલે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એવા ષડ રીપુ વાળું આ પંચ મહાભુતનું સ્થુળ જેને અંગ દેહ અને તન કહે છે તે.

**સાંદીપ**—ધન્ય છે ધન્ય છે, તમારો ઉત્તર યોગ્ય છે, ચાલો હવે બંને ભાઇઓ તમારા અસ્ત્ર શસ્ત્ર લઇ આ બાંધેલા જે નિશાન દેખાય છે તેનો વધ કરો. એક...બે...ત્રણ (ધનુર્વેધ કરી નીશાન પાડે છે) ધન્ય છે રાજકુમારો ધન્ય છે, તમારો અભ્યાસ જોઈ હું અત્યંત પ્રસન્ન થયો છું.

**કૃષ્ણ**—ગુરૂજી, દર્પણમાં જે આકૃતી છે તે જોનારનીજ છે, છોડમાં જે લીલાશ છે તે પાણીનીજ છે, અને કુવાના પાણીમાં જે ક્ષાર છે તે

જમીનનોજ છે તેમ અમારામાં જે સદગુણો છે તે' આપનાજ છે

કેમ કેઃ--

શુભેચ્છુ સાચા સદબુદ્ધિ દાતા,
ગુરૂ તમે તાત સાક્ષાત માતા;
જનેતા રહે છે દુર જન્મ આપી,
સુધારનારા ગુરૂ તે પ્રતાપી.

**સાંદીપ**--ગુરૂને દીપાવનાર સારા શિષ્યો છે, શિષ્યોને દીપાવનાર સદવિદ્યા છે, અને સદવિદ્યાને દીપાવનાર સદ્દગુણ છે, તે સદ્દગુણોથી તમને વિભૂષિત જોઇ મને જે આનદ થાય છે તે અકથ્ય છે.

**બળદેવજી**—ગુરૂજી, અમે જાણીએ છીએ કે આપ સર્વથી સંપુર્ણ છો, સુર્યને પ્રકાશની નુન્યતા નથી, તદપી મનુષ્યો દીપક કરી પ્રસન્ન થાય છે, દેવ દરબારમા દ્રવ્યની ખોટ નથી તો પણ મનુષ્યો પાઇ પઇસો મુકી પ્રસન્ન થાય છે તેમ અમે પણ અમારા સંતોષને માટે વાનંતી કરીએ છીએ કે અમને કાંઈ સેવા બતાવો.

**શુશીલા**-- સાંદિપને એક બાજુ લઇ જઇને) પ્રાણનાથ, શ્રીકૃષ્ણ ખરેખરા ઇશ્વર છે. વનમા કાષ્ટ લેવા ગયા હતા ત્યા અઘાસુરનો સંહાર કર્યો. એક દીવસ હું ગાય દોહવા બેઠી હતી ને દોણી ભૂલી ગઇ હતી ત્યારે શ્રીકૃષ્ણે પોતાને આસને બેઠા બેઠા હાથ લાંબા વધારી લાવી આપી તે દીવસથી હું તો તેમનેજ ભગવાન સમજું છું. પ્રાણનાથ! જ્યારે એમનો ઘણો આગ્રહ છે માટે સંતોષ આપો.

**સાંદીપ**--પ્રિયા! જ્યા મારૂં તન મન ધન તેમને આપવાનું છે ત્યાં હું શું માગું?

**શુશીલા**—પ્રભુ આપણે અત્યારે અપુત્ર છીએ, આ સઘળો સંસાર પુત્ર વિના અસાર થયો છે તેને સારરૂપી બનાવી આપવાને શ્રી કૃષ્ણ ભગવાન સમર્થ છે.

**શ્રીકૃષ્ણ**—માતાજી, પિતાજી સંદેહ શા માટે આણો છો જે કાંઇ કાર્ય હોય તે સુખેથી કહો, જે કઠણમાં કઠણ હશે તે પણ તમારી કૃપાથી તમારો શિષ્ય કરવાને સમર્થ છે.

**સાંદીપ**—ભલે, ત્યારે તમારી માતાની ઇચ્છાને પૂર્ણ કરો. પ્રભાસપાટણની સરીનામાં સ્નાન કરતાં જે પુત્ર ડુબી ગયો છે તેને આણી આપો.

**શ્રીકૃષ્ણ**—હા, તેને પંચજન્ય નામનો અસુર પાતાળમા લઈ ગયો છે તે એક ક્ષણ વારમાં લાવી આપું છું.

( અવાજ સાથે સીન બદલાય છે ને પાતાળમાં નાગપાસમાં બંધાએલ બાળક ગુરૂજીને સોંપે છે. )

**ગુરૂપુત્ર**—જય જય, શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન આપનો જય. ( નમે છે તથા માતા પિતાને ભેટે છે )

**સાંદીપ તથા શુશીલા**—ધન્ય છે, ધન્ય છે.




**બીજો અંક સમાપ્ત.**

# અંક ત્રીજો.



## પ્રવેશ પહેલો.



સ્થળ—સુદામાનું ઘર.

પાત્રો—સરસ્વતિ, સુદામો અને છોકરા.

સરસ્વતિ—હીરા વિના ચાલે હજારો વર્ષ આ વહેવારમાં,
સોના વિના સુકાય નહી કો માનવી સંસારમાં;
મુક્તા ન રક્ષે મોતથી ભાગે વૃથા સૌ ભારમાં,
આધાર જીવને અન્નનો ન રહે ઉધાર અહારમાં.

૧ છોકરો—ઉ ઉ ઉં મને ભુખ લાગી છે. (રોતો રોતો આવે છે)

૨ છોકરો—ઉં ઉં ઉ મારે ખાવું છે. „

૩ છોકરો—ઉં ઉ ઉં બસ મને ખાવા દે. „

૪ છોકરો—ઉં ઉં ઉં લાવ તાતા લાવ, બા તાતા લાવ. „

૫ છોકરો—ઉં ઉં ઉં બા જો મારા પેટમાં કાંઈ છે? „

સરસ્વતિ—બેટા, હમણાં રમો તમારા બાપુ પુજામાંથી ઉઠશે એટલે લાવી આપશે.

૧ છોકરો—ના બસ તું આપ.

સરસ્વતિ—આપણા આંગણામાં રમો હું હમણાં રાંધીને બોલાવું છું.

૨ છોકરો—જોજે હો ઝટપટ બોલાવજે. (છોકરાઓ બહાર રમવા જાય છે)

સરસ્વતિ—હરી હરી તને શું ગમે છે, પ્રાણનાથ તમે તમારૂં નિત્યકર્મ કરી રહ્યા?

સુદામો—હા કાંઇ કામ છે? કૃષ્ણ કૃષ્ણ.

સરસ્વતિ—નાથ કહેતાં તો મારી જીભ ઉપડતી નથી પણ હવે મારો

ઉપાય નથી, તો કહેવુ પડે છે કે આ છોકરા ભુખે મરી જાય છે તેના ભણી નજર કરો ?

**સુદામો**—કૃષ્ણ નજર કરશે, સતિ તુ જાણે છે કે હુ અજાચક વ્રત પાળુ છુ તેથી કોઇના આગળ હાથ તો ધરવાનો નથી. પ્રભુને જેમ દીવસ કઢાવવાના હશે તેમ કઢાવશે માટે તુ વિશ્વાસ રાખ, કૃષ્ણ કૃષ્ણ.

**સરસ્વતિ**—નાથ મને વિશ્વાસ છે પણ દરેક દેહ ધારીએ પોતાના ઉદર નિર્વાહ જેટલું પૂર્વેદત્ત કર્યું હશે એમ માનવુ જોઇએ. સવારમાં સર્વ કોઇ ભુખ્યા ઉઠે છે પણ સાંજરે જમીને જ સુવે છે. આપણે માત્ર પેટપુરની જ ઇચ્છા રાખીએ છીએ તેમ છતાં તે નિયમમાં બાતલ થયાં છીએ તે આપણી જ કસુર છે.

**સુદામો**—પ્રિયા, એક પર્વતના બે પત્થરમાથી એક દેવળમાં પુજાય છે અને બીજા પર ધોબીના કપડા ધોવાય છે. એક માત પિતાના બે છોકરામાંથી એક રાજ્ય સિંહાસનનો અધિકારી થાય છે અને બીજો સેવક થાય છે, એતો સૌ પૂર્વદત્તના પ્રભાવ છે. આપણે પૂર્વે કોઇને કાઇ આપ્યુ નથી તો આ ભવ ક્યાથી પામીએ ?

**સરસ્વતિ**—આપનુ કહેવુ સત્ય છે, પણ અન્ન વિના જ્ઞાન ટકતું નથી. જુઓને તમારૂં શરીર પણ ભુખમરાથી સુકાઇ ગયુ છે. આ ઝુપડી પડી ગઇ છે, ઘરમા ગોદડીનો ગાભો પણ નથી. મારા હાથમા ચુડી પણ આખી નથી; નાથ ! હવે તો આ દરિદ્રતાના દુખ દરિયામાથી બચવાનો કાંઈ ઉપાય કરો તો સારૂં ?

**સુદામો**—પ્રિયા ! સાંપત્તિ વિપત્તિ એ સૈ મનના ભામા છે, જેને તમે દુખ માનો છો એ દુખ નથી પણ સુખનું મુળ છે. જે સ્થિતિમા ઇશ્વર સાભળી આવે છે, એજ સ્થિતિ ઉન્નતીની માતા છે જે સ્થિતિમા ગર્વ ભરાય, નાશવંત સુખનો અનુભવ થાય અને સોની સાભળે એજ દુઃખનું કારણ છે. આપણુને દયાળુ હરીએ ગરીબ સ્થિતિમા મૂક્યા છે તેમા તેનો હેતુ ઘણોજ ઉત્તમ છે, કે પ્રભુનુ ભજન થાય છે કૃષ્ણ કૃષ્ણ.

**સરસ્વતિ**—મારા નાથ આ દુનિયામાં તમારા જેવો સદ્દભાગી આત્મા, હુ બીજો કોઇ જોતી નથી, હજારો વર્ષ સુધી રળીને જે મનુષ્યો સત્ય વસ્તુ

પ્રાપ્ત કરી શક્યા નથી તે તમે તમારા ગુરૂને ઘેરથી સહેજે પ્રાપ્ત કરી છે.

**સુદામો**—તે કઈ વસ્તુ ?

**સરસ્વતિ**—તમારૂં ઉત્તમ જ્ઞાન.

**સુદામો**—હા પણ તે તો ઇંદ્રિયોની દરકાર રાખ્યા શિવાય ફક્ત આત્માને અખંડ આનંદ આપનારૂ છે કૃષ્ણ કૃષ્ણ.

**સરસ્વતિ**—જ્ઞાન નથી પણ જ્ઞાનીયોનુ ખરૂં સાધન છે.

**સુદામો**--અહો ! કોણ શ્રીકૃષ્ણ ? વાહ ! વાહ !! તે તો મારા પરમ ઇષ્ટ મિત્ર છે, કૃષ્ણ ( ૨ ) .

**સરસ્વતિ**—ત્યારે મારા નાથ, જેને સાક્ષાત શામળીયા સાથે સ્નેહ હોય તેના ઘરમા તે અનાથ હોય ? લોઢાને કંચન નહીં કરે તો પારસમણીની પ્રભુતા શુ કામની ? સગ્રહ કરેલું દ્રવ્ય, સભામાં વિદ્યા અને મોટાની મિત્રાઈ જ્યારે સમય આવે ત્યારે અર્થ ન સારે ત્યારે તેને પ્રાપ્ત કર્યાનુ શુ પ્રયોજન ?

**સુદામો**—પ્રિયા માન મૂકીને મિત્ર પાસે માગવું તેના કરતા મરવું તે હજાર દરજ્જે સારૂં છે કેમકે—

**વચન વદનમાંથી કેમ આપો કથાએ,**
**મરણ સમય કેરાં માગતાં ચિન્હ થાએ;**
**તરણ પરણ તુલ્યે ભૂમિ મધ્યે ભીખારી,**
**ચરણ વરણ ધ્રુજે માગતાં ભીખ નારી.**

પ્રિયા ગંધાતીને ગંગા અને કંજુસને કરણ જેવા દાનેશ્વરી કહેનાર જાચકો સદા ભીખારીને ભીખારીજ રહે છે, કૃષ્ણ કૃષ્ણ.

**સરસ્વતિ**—નાથ મને વિશ્વાસ છે કે અંતરયામી હરી વણ માગ્યે જે જોઇએ તે આપશે. એમ ધાર કે કઈ નહીં આપે તો ગોમતીનુ સ્નાન અને ગોવિંદના દર્શનનુ ફળ કયાં જવાનુ છે.

**સુદામો**—વ્હાલી ! આવા દુર્બળ વેશે હુ શ્રી કૃષ્ણચંદ્રનો મિત્ર કહેવરાવી લક્ષ્મિપતિને લજવવા ધારતો નથી કૃષ્ણ (૨)

**સરસ્વતિ**—નાથ મુનિવરોનાં વસ્ત્ર વિભૂતી છે, સ્વરૂપ જ્ઞાન છે, અલંકાર ધર્મ છે અને તેજ તપ છે. સાચો પ્રેમી ગમે તેવી સ્થતિમા હોય તોપણ પ્રભુ તેને હ્રદયમાં જ રાખે છે

**સુદામો**--ભલે જાઉં પણ ભગવાનની આગળ ભેટ મૂકવા જેવું આપણી પાસે કાંઇ નથી. તેનું શું કરવું ? હરે કૃષ્ણ કૃષ્ણ.

**સરસ્વતિ**—નાથ લ્યો, હું તાંદુલ ઉછીતા માગી લાવી લુગડામાં બાંધી આપું તે તમો મૂકજો. કેમકે ભગવાન વસ્તુના ભૂખ્યા નથી પણ ભાવનાજ ભૂખ્યા છે.

**સુદામો**—બહુ સારૂં લાવો. ( સરસ્વતિ તાંદુલ લેવા જાય છે ) સતિનો અતિ આગ્રહ છે તો ગયા વિના નહીં ચાલે. ઠીક ચાલો જઇએ આપણે તો એક પંથ અને બે કાજ થશે. જો પ્રભુ કાઇક દયા કરશે તો બૈરી છોકરા સુખી થશે નહિ તો ગોવંદ ભગવાનના દર્શન તો થશે.

( સરસ્વતિ તાંદુલ લઇને આવે છે )

**સરસ્વતિ**—લ્યો નાથ આ ભેટ ભગવાનના ચરણકમળમાં મૂકજો, પ્રભુ તમારો ફેરો સફળ કરશે.

**સુદામો**—(તાંદુલ લઇને) સતિ હુ જાઉં છું, તુ છોકરાંને સંભાળજે, કૃષ્ણ કૃષ્ણ.

**સરસ્વતિ**—નાથ પધારો.

**ગાયન.**

**સાધોને સ્નેહે સારંગપાણી,**
**કે જેથી મળે મુક્તિની કમાણી. સાધોને૦**
**જે નર સાધે સાધનારે, તે પામે ભવ પાર;**
**તાપ ત્રીવિધિ ટળે છે તનનાં, જ્યાં રીઝે કીરતાર.**
**હાંરે એવા કૃષ્ણ છે કલ્યાણી.**
**દ્વારામતિ જાઉં વેગે વા'લી, નીરખું નંદકુમાર;**
**ભેટું ભાવે જઇ ભુધરાને, વિઠ્ઠલ કરશે વ્હાર.**
**હરીહર દામોદર કૃષ્ણ છે દાણી. સાધો૦**

( જાય છે. )



## પ્રવેશ બીજો.



**સ્થળ—શ્રીકૃષ્ણનો મહેલ.**

**પાત્રો—શ્રીકૃષ્ણ, પ્રતિહારી અને બ્રાહ્મણ.**

**પ્રતિહારી**—પ્રભુજી દ્વારે કોઈ દ્વિજરાજ પત્ર લઇ ઉભા છે, તે અંદર આવવાની રજા માગે છે.

**શ્રીકૃષ્ણ**—જા તેને સત્વર તેડી લાવ ?

**બ્રાહ્મણ**—મહારાજાનો જય થાઓ.

**શ્રીકૃષ્ણ**—પધારો બ્રહ્મદેવ આપ કયાથી આવો છો ?

**બ્રાહ્મણ**—મહારાજા, કુંદનપુરના મહારાજા ભીમકસેનની પુત્રી રૂક્ષ્મણીજીએ આ પત્ર આપને મોકલ્યો છે. ( પત્ર આપે છે )

**શ્રીકૃષ્ણ**—( પત્ર લઇને ) બહુ સારૂ લાવો પત્ર.

**ગાયન.**

**શ્રી સુખદપુર સોહામણું, દુનિયા ઉપર દ્વારામતી;**
**ગુણ ગર્જના સાગર કરે, ગંગા વહે જ્યાં ગોમતી.**
**જ્યાં વસે યાદવ કુળ મણી, ભયહારી ભૂપતિ ભૂપના;**
**કલ્યાણકારી કૃષ્ણ કોટીક, અક ઇંદુ સ્વરૂપના.**
**લખીતંગ કુંદનપુર થકી, રૂક્ષ્મણી ચરણ રજ કીંકરી;**
**મોહન તમારા મોહમાં, અન્ન ઉદક બેઠી પરહરી.**
**શીશુપાળ વરવા આવીયો, અભિમાન અંતરમાં ધરી;**
**ઘેરી લીધી આ ગાયને, અસુંખ્ય દળ દેખી અરી.**
**વિતશે દીવસ જો લગ્નનો, તો તજીશ મારા પ્રાણને;**
**થોડું લખ્યું ઘણું માનજો, સંક્ષેપ માત્ર સુજાણને.**
**કુંદનપુરીમાં કંથ મળજો, આવી વહેલા બાગમાં;**
**પ્રેમે હું નીરખીશ પંથ, પીયુ આવીશ અંબા પુજવા.**

અહા ! આ પત્ર જાણે હૈયામાં ઉતારી લઉં, તેના કોમળ હસ્તાક્ષર મારા કાળજામા કોતરી રાખું, તેના પ્રેમોદગારનું પાન કરી જાઉં, ચાલ હવે તૈયારી કરૂ વિલંબ થશે તો વાત વિપરીત બનશે. બ્રહ્મદેવ તમે પણ મારી સાથે ચાલો, પ્રતિહારી જાઓ જઇને બળદેવ ભાઇને કહો કે હુ અત્યારે કુંદનપુર જાઉં છુ તમે સૈન્ય સહિત વહેલા પધારજો.

**પ્રતિહારી**—જેવી આજ્ઞા. ( સર્વે જાય છે )

---

## પ્રવેશ ત્રીજો.

---

**સ્થળ—અંબિકાનું દેવળ. ( બાગ )**

**પાત્રો—રૂક્ષ્મણી, મધુરી, માધવી, કૃષ્ણ, બળદેવ, રૂક્મૈયો, શીશુપાળ અને સરદારો.**

**રૂક્ષ્મણી—** **ગાયન.**

**કહેને શે દીન જાયેરે વાલા વિના;**
**દીલમાં કાંઈ કાંઈ થાયેરે વાલા વિના.**
**સેજમાં સુતાં નીંદ ન આવેરે, ભોજનીયાં તો જરા ન ભાવેરે;**
**સ્વપ્ના માંહી સતાવેરે. ( ૩ ) વાલા૦**
**પ્રેમની પીડા તે કોઈ ન જાણે, જેને કહીયે તે ગાંડી પ્રમાણે;**
**બાળે છે અગ્નિ આ ટાણેરે. ( ૩ ) વાલા૦**

મધુરી ! સિહની પાસે બાધેલી મૃગલી સમાન જો કે મારા આયુષ્યની ઘડીયો ગણાય છે તોપણુ અત્યારે મારા હ્રદયમાથી આનંદના ઉભરા ભરાઇ આવે છે, ચાલો હવે છેલ્લીવાર અંબીકા પૂજન કરી લઇએ. હે ! જગત જનુની અંબા હુ તારા વિશ્વાસે મારા જીવનને લંબાવું છું. તેં પૂર્વે અનંત ભકતોનાં કાર્યો કર્યા છે અને આ સમયે જો આંખ આડા કાન કરીશ તો હુ મારો પ્રાણ આપી મારા હરિને સત્વર

મળીશ. હે! કૃષ્ણચંદ્ર ભગવાન જો હું જન્મો જન્મની તમારી અર્ધાં-
ગના હોઉં તો અત્યારે અહીં પ્રગટ થઇ મારી આશા પૂર્ણ કરો.

કૃષ્ણ—( પ્રગટ થઇને ) રાજકુમારી તમે જેને ઇચ્છો છો તે કૃષ્ણ હું
તમારી સન્મુખ ઉભો છુ.

રૂક્ષ્મણી—જય જય, મારા વહાલા વિભુ આપનો જય. મારા નાથ તમે
નોધારાના આધાર છો, તે આજે સત્ય કરી બતાવ્યું છે હવે તમારી
અનંત સક્તિ દર્શાવી આ ઘેરામાંથી મને મુકત કરો.

કૃષ્ણ—પ્રિયા હવે તમે ચિન્તા નહીં કરશો, ગમે તેટલા શત્રુઓ તમારા
માથે ભમતા હશે તે તમામ આંખો ચોળીને રહેશે ને હું તમને
દ્વારકાં લઇ જઈશ, ચાલો રથમાં બીરાજમાન થાઓ.

ગાયન.

રૂક્ષ્મણી—વ્હાલા વિભૂ વ્હાર કરી દાસી આ ઉગારી છે.
કૃષ્ણ— તુજ સમ ન ધરામાં રસીલી. વિભૂ૦
એ...ચોર્યું છે ચિત્ત તુજ ભક્તિએ અલબેલડી,
રૂક્ષ્મણી—પ્રણત પાળ ભકતોના બેલી,
પ્રીતિના પ્યાસી દીસો અવિનાશી. વ્હાર૦

( રૂકમૈયો તથા શીશુપાળ આવે છે )

રૂકમૈયો--( સીપાઇઓને ) પકડો, પકડો, એ તસ્કરને પકડો, હે! ગોવા-
ળીયા ગાયો ચરાવતો રાજકુમારીનું હરણ કરવા આવ્યો? પણ તે
તારા હાથમાં નહીં આવે. તારા મૃત્યુને તું તારી પાસે હાથે કરીને
બોલાવી લાવે છે.

કૃષ્ણ--ગાયને ગોવાળીયોજ લઇ જશે, કસાઇને હાથે નહીં જવા દીએ.
લાચાર છું કે તું મારો સબંધી થાય છે, નહીં તો હમણાંજ તારો
વધ કરી નાખું.

રૂકમૈયો—નિર્લજ જરા સંભાળીને બોલ, તને કોણે કન્યાદાન દીધું છે? કે
તું સગાઇનો દાવો રાખે છે.

**શીશુપાળ**—જેની પછવાડે આવા શૂરવીરો ફરે છે તો જોઉં છું કે એ કૃષ્ણ રૂક્ષ્મણીને શી રીતે વરે છે, એ કૃષ્ણને કાપી, પાપીને પથ્થર પર પછાડી તેના પ્રાણ કાઢી રૂક્ષ્મણીને વરીશ ત્યારેજ પાછો ફરીશ

**બળદેવજી**—તે પહેલા તો જમપુરીમા તુંજ પહોંચતો થઇશ. તારા જેવા અધર્મીનો અંત આણવાનો આવો ઉત્તમ અવસર ફરી પ્રાપ્ત નહીં થાય માટે થા તૈયાર.

( કૃષ્ણ અને રૂકમૈયો, બળદેવજી અને શીશુપાળ સામસામા લડે છે અને હારી જવાથી પડે છે. )

( ટેબલો. )



## પ્રવેશ ચોથો.



**સ્થળ—ઉપવન.**

**પાત્રો—રાધા અને કૃષ્ણ.**

**રાધા—** ગાયન.

**જોવું નથી આ જગત હવે હું મોરલીધરને મળવાની,**
**આશ નથી ઉર અવર સુખની ભુધર ભેગી ભળવાની;**
**નામ કૃષ્ણનું કામ કૃષ્ણનું ભવિષ્યમાં હું ભળવાની,**
**હરિરસ પીવા લ્હાવો લેવા ધ્યાન ધણીનું ધરવાની.**
**સગપણ સાચું પ્રભુ વિણુ કાચું વિઠ્ઠલ વરને વરવાની—**

કૃષ્ણ ( ૩ ) ક્યાં છે કૃષ્ણ? ક્યાં છે નાથ? હું પોતેજ કૃષ્ણ છું, હું પોતેજ ગોપી છું, હું પોતેજ ગોપતિ ગોવિંદ છું, હું અત્યારે ગોકુળમાં લીલા કરૂં છું, વૃંદાવનમાં ફરૂં છું, હું કૃષ્ણમય છું, જળ ને બુંદ, કુંદન ને ઘાટ, કુંભ અને મૃતિકા કાષ્ટ અને સૂત્ર જેમ

વસ્તુતા એક છે તેમ હુ હરીમય છું. કૃષ્ણ કૃષ્ણ

કૃષ્ણ--આહા, આ રાધા મારા વિયોગે ગાડી થઇ ગઇ છે તેની વૃત્તિ મારી સાથે સળગ સૂત્ર થઈ ગઈ છે. આ જગતમા પ્રેમની મૂર્તી ભક્તિનું બીજ અને મૂક્તિનુ સ્વરૂપ સાક્ષાત રાધાજ છે. રાધા! રાધા!

**રાધા અબાધ રસિકા રસ રંગવાળી,**
**લાલી ગુમાવી તનની તપમાં પ્રજાળી;**
**વાડી વિકાશ વપુને કર્માએલો આ,**
**દેખી દુઃખી દીલ થયો તુજ શામળો આ.**

તપસ્વીની બાળા તમે આ જંગલમાં કેમ નિવાસ કર્યો છે?

**રાધા**—જંગલના કર્ત્તાની ઝાંખી કરવા. કૃષ્ણ (૨)

**કૃષ્ણ**--તમે તેને ઓળખો છો?

**રાધા**--હા, કૃષ્ણ (૨)

**કૃષ્ણ**—તે કોણ છે?

**રાધા**--મારા હરી છે, મારા નાથ છે. કૃષ્ણ (૨)

**કૃષ્ણ**--તેનું નામ?

**રાધા**—કૃષ્ણચંદ્ર ભગવાન. કૃષ્ણ (૨)

**કૃષ્ણ**--તમારે ને તેને સો સંબંધ છે?

**રાધા**--જેનાથી બીજો કોઇ સબંધ વિશેષ નથી તે છે. તે જળ છે હું માછલી છું, તે પ્રાણ છે હું દેહ છું, તે કાયા છે હું છાયા છું, એ દેવાધિદેવ છે હું તેની સેવા કરનાર કનિષ્ટ કીંકરી છું.

**કૃષ્ણ**--તમારૂં નામ શું?

**રાધા**--મારૂં નામ ભક્તિ ભદ્રા છે. તમે કોણ છો? કૃષ્ણ (૨)

**કૃષ્ણ**--હું આ વનનો વનદેવ છુ.

**રાધા**--તમે કોઇ દુઃખી માણસને સુખી કરનાર હો તો આ દુઃખીઆરીની ઉપર દયા કરો. કૃષ્ણ (૨)

કૃષ્ણ--દયા શી કરવાની છે ?

રાધા--વિયોગાગ્નિના બળીદાનને તમારૂં પોતાનું માની ભક્ષણ કરો.

કૃષ્ણ--એ તો અધમનું કામ છે.

રાધા--ત્યારે શું તમે ધાર્મીક છો ? તમારા હૃદયમાં દયાનો ઝરો વહે છે ? કૃષ્ણ કૃષ્ણ.

કૃષ્ણ--હા.

રાધા--ત્યારે મારી પક્ષ કરો.

કૃષ્ણ--તમારે કોનો ભય છે ? તમારો કોણ શત્રુ છે ?

રાધા--ભગવાનના વિયોગનો ભય છે એજ મારો શત્રુ છે, તેનો સંહાર કરો, કૃષ્ણ કૃષ્ણ.

કૃષ્ણ--ત્યારે ચાલો હવે તમને હું કૃષ્ણની પાસે લઈ જાઊં.

રાધા--શું તે આ વનમા છે ?

કૃષ્ણ--હા, તમારી આંખો ઉઘાડો.

રાધા--આંખો તો તે પ્રભુ આવશે ત્યારેજ ઉઘડશે. હું હરી શિવાય બીજું કાંઈ આંખોથી જોવા ઇચ્છતી નથી. કૃષ્ણ ( ૨ )

કૃષ્ણ--અરે ! આ વનની રચના તો જુઓ.

રાધા--રચનાના રચનારને મેલી રચનામા શું જોવુ છે ? કૃષ્ણ ( ૨ )

કૃષ્ણ--( સ્વગત ) આ રાધાના અંગમા બળ માત્ર મારા દર્શનનુંજ છે. આવા અશક્ત પ્રેમીને વધારે વાર ટીંગળાવવુ એ યોગ્ય નથી.

રાધા--વનદેવ ! હવે હરી કેટલેક દુર છે

કૃષ્ણ--તમારી નીકટજ છે. ( હાથ પકડે છે. )

રાધા--( સ્વગત ) અરે મારા વિરહાનળથી તપેલા તનને એકદમ શીતળતા વ્યાપી ગઇ તેનું શુ કારણ? શુ મારો હાથ ઝાલનાર વનદેવના વેશમાં વનમાળી હશે ? હા, એજ. તે વિના અધરથી અમૃત સીંચનારો બીજો કોણ હોય ? ( પ્રકાશ ) વનદેવ હવે હરી કેટલેક દુર છે ?

કૃષ્ણ--ભક્તિ ભદ્રા ! જરા ઉતાવળા ચાલો, એ પેલા કૃષ્ણ ઉભા.

રાધા—કૃષ્ણ કહો કૃષ્ણ કહો, કૃષ્ણ કહો.

કૃષ્ણ—(રાધાના કાનમાં મોટેથી) રાધેકૃષ્ણ કહો રાધેકૃષ્ણ કહો રાધેકૃષ્ણ કહો.
( કૃષ્ણ છુપાઇ જાય છે. )

રાધા--(નેત્રો ઉઘાડે છે) અરે કોણ મારા નાથ ? મારા હરી, મારા પ્રભુ તમે કયા છો ? કયા જતા રહ્યા ? (કૃષ્ણ બંસી વગાડે છે) અહો મારા પ્રભુ મારા હરી જય જય શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન હું આપને પ્રણામ કરૂં છું.

કૃષ્ણ—કલ્યાણમસ્તુ રાધે કલ્યાણમસ્તુ.

રાધા--પ્રભુ આવા કઠણ હૃદયના તમોને કોણે કીધા ?

કૃષ્ણ--રાધા, જો મેં તને આટલો વિયોગ ન આપ્યો હોત તો જગતને તારાથી જે અત્યારે પ્રેમનું શિક્ષણ મળ્યું છે તે ન મળત. તેં તારી અનત ભક્તિથી સર્વને સિદ્ધ કરી આપ્યું છે કે જગતમાં પ્રેમ છે એજ પરમ દૈવત છે અને પ્રેમ સદા સજીવન છે.

રાધા--નાથ તમે સ્વતંત્ર છો, સ્વયંપ્રકાશી છો.

કૃષ્ણ—રાધા ! હું સ્વતત્ર નથી પણ સર્વદા ભક્ત અને પ્રેમીનેજ તાબે છું. હું મારા દાસનો પણ દાસ છું

રાધા—પ્રભુ હું તમને પ્રણામ કરૂં છું. તમારી અકળ લીલા છે.

કૃષ્ણ—રાધા, હવે હુ તને મૃત્યુલોકની માયાથી મુક્ત કરૂં છું. જ્યાં શોક નથી, સંકટ નથી, સદા આનંદનીજ ધુન મચી રહી છે એવા અક્ષય ધામમાં હું તને પહોચાડું છું રાધા હવે આનંદમાં આનંદરૂપ થઈ જાઓ, સ્વરૂપમા સ્વરૂપ ભળી જાઓ અને તેજમાં તેજ મળી જાઓ.

### ગાયન.

રાધા-એક પ્રેમથી ભક્તિ કરી મુજ આશ મળવાની,
કૃષ્ણ-આજે ઉમંગે કૃષ્ણ સંગે રાધે ભળવાની,
સુખી થાઓ ન મુંઝાઓ સ્નેહ મુજથી નીભાવ્યો,
દાસ ભક્તિથી રાધે તેં બનાવ્યો—

રાધા—વહાલાજી બચાવી દુ:ખમાં આવી મોરલી નાદ નચાવી,
હવે રૂપમાં મીલાવો—સુખી૦
કૃષ્ણ—રાધે મુજ રૂપમાં મળી જવાની,
રાધા— કૃષ્ણ કૃષ્ણથી તરી જવાની;
ખાન પાન તેનું નહિ ભાન મળતાં શ્યામ હૃદયે છે હામ.
અતિ નિરાશ સુખની આશ,
કૃષ્ણ—આવી મુજ અંકમાં સમાઓ—સુખી૦



## પ્રવેશ પાંચમો.



### સ્થળ—દ્વારિકાનો રસ્તો.

### પાત્રો—સુદામા, છોકરાઓ પાછળ યાદવ.

સુદામો—રામ નામ લાડવા ગોપાળ નામ ઘી,
કૃષ્ણ નામ ખાંડ ખીર ઘોળી ઘોળી પી.

હરે કૃષ્ણ હરે કૃષ્ણ.

૧ છોકરો—અલ્યા ભાઇઓ અહીં આવો કાંઈ દેખાડું

૨ છોકરો—શુ છે ભાઇ શુ છે ?

૧ છોકરો—જુવો જુવો. આ એક નવુ જનાવર દ્વારિકામા આવ્યુ.

૨ છોકરો—અહો આ તે જાનવર છે કે ભૂત ?

૧ છોકરો—અરે આ તે ખવીસ કે રાહુ ?

૨ છોકરો—એ ડોસા તુ શીદ જાય છે ?

સુદામો—ભાઇઓ હું કૃષ્ણના મહેલમા જાઉ છુ.

૧ છોકરો—મહેલમા જઇને શુ છોકરા બીવરાવવા છે ?

સુદામો—ના ભાઇ ના, મારે તેમને મળવુ છે.

૨ છોકરો—તમે તેના શા સગા થાઓ છો ?

**સુદામો**--મારા તે પરમ ઈષ્ટ મિત્ર છે હરે કૃષ્ણ (૩)

૨ **છોકરો**—અરે ચાલ ચાલ મિત્રવાળા, હડધુત ચાલ્યો જા. ( મારે છે )

**સુદામો**—ભાઇઓ મને શુ કામ હેરાન કરો છો ? હરે કૃષ્ણ (૩)

**બધા**--હુડીયો, હુડીયો, હુડીયો, ( મારવા મંડે છે )

**ગાયન.**

**છો૦-સહુ મળી આવો ડોસાને ઉઠાવો, ઠોંસા બાજી તેના પર ચલાવો;**
**સુ૦--ભાઇ ન મારો કાંઈ વિચારો, પાય પડીને હું માગું છું માફ.**
**છો૦-પગ પકડીને બાંધો જકડીને, મારો મચડીને લાત લગાવો;(૩)**
**રાજી થઇ રંગ જમાવો,**
**સુ૦--માર ખાતો સુદામો બચાવો— સહુ૦**

**યાદવ**—અરે છોકરાઓ આ ડોસાને શા માટે પજવો છો ? ચાલો અહીંથી ભાગી જાઓ ( છોકરાઓને મારીને કાઢી મૂકે છે )

**સુદામો**—બાપલા કૃષ્ણ તમારૂ કલ્યાણ કરો મને છોકરાઓ બહુ પજવતા હતા

**યાદવ**--તમે કયા જવા નીકળ્યા છો ?

**સુદામો**—ભાઇ હુ કૃષ્ણના મહેલમા જવા ધારૂં છું

**યાદવ**—તમારે તેનુ શુ કામ છે ?

**સુદામો**--મારે તેમને મળવુ છે, તેમના દર્શન કરવા છે, તે પ્રભુ કયાં રહે છે ?

**યાદવ**—આ રસ્તે થઇને મારી સાથે ચાલો, જુવો પેલો સામે મહેલ દેખાય તે તેમનો છે. ( જાય છે )

**સુદામો**—કૃષ્ણ તમારૂં કલ્યાણ કરો. ( યાદવની વાંસે જાય છે ) .



# પ્રવેશ છઠ્ઠો.

## સ્થળ- દ્વારિકામાં શ્રીકૃષ્ણનો મહેલ.

## પાત્રો—શ્રીકૃષ્ણ, સત્યભામા, રૂક્ષ્મણી, સુદામો, દાસીઓ અને પ્રતિહારી.

**શ્રીકૃષ્ણ**—કંટક ન મળે કંકર ન મળે, સુખદ સેજ સુંવાળી;
સુતાં ન રૂચે કંઠ વિશે કાંઇ, શું ખટકે છે ખાલી.

પ્રિયે આ જગતમા જેવો કામનીનો કર કોમળ છે તેવીજ કુસુમની કળીઓ પણ કોમળ છે, તથાપી તેનો હાર મારા કંઠમા અત્યારે ખુંચે છે એનુ શુ કારણ હશે ?

**સત્યભામા**—નાથ, એ નવાઈ છે ! નાના બાળકની વાણી, ગીતની ગાળ, અને કુસુમની કળીઓ કોઇને ખુચતા નથી

**કૃષ્ણ**—ત્યારે હું શું અસત્ય કહુછુ ? જુઓ જુઓ કાંઈ ભરાઇ રહ્યુ છે.

**રૂક્ષ્મણી**—ખમા ! ખમા ! પ્રાણેશ લાવો જોઉ. ( હારમાંથો વજ્ર કાઢીને ) નાથ આ વજ્ર ચોટયું છે તે આપને ખુચતું હશે.

**કૃષ્ણ**—હા એજ ખુંચતું હતું. વારૂ, એ હાર કોણે ગુથ્યો હતો ?

**રૂક્ષ્મણી**--સત્યભામાએ.

**કૃષ્ણ**—( હસીને ) બરાબર, એમના વિના આવું કાળજી રહીત કાર્ય બીજું કોણ કરે ?

**સત્યભામા**—હા, વાંકા એટલા પદમાના, બગડે એટલું અમે બગાડયું. ( રીસાય છે. )

**કૃષ્ણ**—ઓહો તમે તો રીસ પણ નાકને ટેરવેજ રાખતા જણાઓછો ને શું !

**સત્યભામા**—હા, પણ આતે તમારી કોમળતા, કે ચુક કાઢવાના ચાળા ? આટલા બધા સુંવાળા તો અમે આજેજ જાણ્યા,

**કૃષ્ણ**—ત્યારે શું હું સુંવાળો નથી કઠણ છું ?

**સત્યભામા**—ના, છોતો . ...

**હાથે પછાડયો મદમસ્ત હાથી, માર્યા મલો મુષ્ટી પ્રહારનાથી;**
**ગીરી ધર્યો ગોકુળ ગાય ચારી, સાચા સુંવાળા વૃજના વિહારી.**

**કૃષ્ણ**—ત્યારે શું હું નિર્દય છું ?

**સત્યભામા**—ના દયાળુ છો, કંસ મામાનો વંશ કાઢયો એવા દયાળુ બળીરાજાને પાતાળે ચાંપ્યો એવા ન્યાયી, પયપાન કરતા પુતનાને મારી એવા પોચા, અને કાળીનાગને રમતા નાથ્યો એવા ડરકણ; તમે તો પુરા ઠગ છો ઠગ, તમને તો જે ઓળખે છે તેજ ઓળખે છે.

**કૃષ્ણ**—વાહ પ્રીયે વાહ ! તમે પણ ઠીક દુર્જન માણસ પેઠે શીખામણ આપનાર ઉપર અપરાધના ઓઘ વરસાવો છો, સુંદરી શાન્ત થાઓ.

**સત્યભામા**—બળી અમારી શાન્તી, મને શા માટે સતાવો છો ? જાઓ દુરીજન માણસથી દુર રહો

**કૃષ્ણ**—દેવી, દુર્જન તમે નથી પણ અત્યારે તમારા હૃદયમા જેણે વાસ કર્યો છે તે ક્રોધને દુર્જન કહુ છું માટે તેમાથી મુકત થાઓ.

**સત્યભામા**—હા, અમે ક્રોધી છીએ, અમે દુર્જન છીએ, તો શા માટે અમને બોલાવવા આવો છો ? જાઓ તમારી પટરાણીઓ પાસે.

**ગાયન.**

**મને ના સતાવો શાણા, હાં મને ના સતાવો શાણા,**
**જોયા જાદવા તમને જોયા જાદવા;**
**ઘડીમાં હસાવો ઘડીમાં ફસાવો તમને ત્રીકમજી,**
**મારે કેવા જાણવા તમને કેવા જાણવા.**
**હાં મુખે મીઠા છો રૂડા કુડા અંતરના ભારી,**
**તોયે રહુ સાથ જોડી હાથ હુ તમોથી હારી-મને૦**

**પ્રતિહારી**—પ્રભુજી દ્વારપર કોઈ સુદામા નામના મુનીશ્વર આપને મળવા પધાર્યા છે.

**કૃષ્ણ**—અહો કોણ સુદામો ! મારો મનનો વિરામ સુદામો. અહા ! મારી વાતનો વિસામો સુદામો આવે છે ? અહો કોણ મારો બન્ધુ આવે છે ? મારો ભાઈ આવે છે ? મારો મીત્ર આવે છે ? તમે સૌ પુજન સામગ્રી સત્વર તૈયાર કરો. ( જાય છે સુદામો આવે છે તેને ભેટી પડી દંડવત કરે છે. )

**પટરાણીઓ—** ગાયન.

**આવો બહેનો આવો મોતી થાળ લાવો,**
**પ્રભુજીના ભકતો વધાવવારે—આવો૦**
**અત્તરદાની પાનદાની પ્રીતેથી લાવો,**
**અબીલ ગુલાલ વરસાવો, મન ભાવો,**
**સુપાન પકવાનો લઇ આવો—આવો૦**

**સત્યભામા**—( સ્વગત ) વાહરે વાહ ! હરીના મિત્ર તો આવાજ જોઇએ, શરીર તો જાણે હાડકાનો માળો, જટા તો જાણે વડની વડવાઈ, મુછો તો જાણે દર્ભના ભોથા, દાઢી તો જાણે બાવળીયાની ઝાડી, હાથ પગ દોરડી. પેટ ગાગરડા, અને મસ્તક મોટું કોળું, આ જોડાની જુગતી તો જુઓ! શામળીયાને આવા સ્નેહની ગાંઠો કયાથી બંધાઈ હશે ?

**રૂક્ષ્મણી**—સત્યભામા ! હરીના મિત્ર તો એવાજ હોય, પ્રભુના દાસને તમે ના ઓળખો. તમે એના શરીરને શું જુવોછો ? પણ એમના પવીત્ર મનને જુવો, સ્વરૂપને શું જુવો છો ? પણ ગુણને જુવો એમની સ્થીતિ ભણી નજર ન કરો પણ એમના તપના પ્રભાવ ભણી નજર કરો, હરી પૈસાને આધીન નથી પણ પ્રેમનેજ આધીન છે

**કૃષ્ણ**—જે દર્શન દેવતાઓને પણ દુર્લભ છે, તે સઘળા તમો આજ સ્હેજે પામ્યા છો. હું આ જે રાજ્યાસન ભોગવું છું તે આ મુનીવર મારા મીત્ર સુદામાનોજ પ્રતાપ છે. મારામા ને એમનામા તમે ભિન્ન ભેદ ન સમજશો. કેમકે:—

**દેહી જુદી એક આત્મા અમારો, સમાન વિદ્યા વચને વિચારો,**
**સાક્ષાત સદ્બુદ્ધિના એજ દાતા, વિલોકી પામ્યો પરીપૂર્ણ શાતા.**

લાવો લાવો પુજનના સાહીત્યો લાવો (પ્રભુ સુદામાની પુજા કરેછે)

**રૂક્ષ્મણી**--એ સર્વ તૈયાર છે, લ્યો આ થાળ. લાવો હું મારા દીયરજીના ચરણ પખાળું

**કૃષ્ણ**—ના, તમે જળ રેડો, એ લાભ તો હું પોતેજ લઇશ. (સુદામાને) મીત્ર આપના ચરણ આ થાળમા મુકો.

**સુદામો**--(સ્વગત) હરી, હરી, જેના ચરણ સ્પર્શથી અહલ્યાનો ઉદ્ધાર થયો, ગગા યમુના પવીત્ર થયા એવા પતિત પાવન પુરૂષોતમ મારા ચરણને અડકે એ કેટલું બધું અઘટીત (પ્રકાશ) પ્રભુ ક્ષમા કરો ક્ષમા કરો, મને પાપમાં નહી નાખો.

**કૃષ્ણ**—(અતિ આગ્રહથી) મુનીવર અસુરોને મારી અપવીત્ર થએલા આ હાથને તમારા જેવા પવિત્ર બ્રાહ્મણ પવિત્ર નહીં કરે ત્યારે બીજુ કોણ કરશે ? બ્રાહ્મણના ચરણ પુજનના સત કર્મથી આ હાથને બીજું કયું સતકર્મ મળવાનુ છે, મિત્ર કૃપા કરો.

**સુદામો**—બહુ સારૂં, પ્રભુ મારા ત્રીવિધ તાપ સંહારવાને આપ સમર્થ છો, માટે જે ક્રીયા કરવી હોય તે કરો મારા પ્રભુ

**કૃષ્ણ**—(સુદામાના ચરણ ધોઇ પુજન કરી તેનુ ચરણામૃત લઇ) મિત્ર સુદામા ! બળી, વાળી અને વૃંદા વીગેરેને છળવાથી મારૂં અપવિત્ર થએલું અતકરણ આજે તમારા ચરણોદકથી પવીત્ર થયું છે. રાવણ, કુભકરણ, કાળયવન, કેશી અને કંસ આદી અસુરોને મારી અપવિત્ર થએલ આ હાથ આજે તમારા ચર્ણ સ્પર્શથી પવિત્ર થયા છે.

(પગ દાબે છે)

**સુદામો**—પ્રભુ હવે ઘણું થયું ક્ષમા કરો, મારા નાથ ક્ષમા કરો, મારા ત્રિવીધ તાપ સમાઇ ગયા !

**કૃષ્ણ**—મુનીરાજ, આ સંસારમા શ્રેષ્ટ લાભ કહીયે તો સન્મિત્રના સમાગમનોજ છે મોટુ પુન્ય કહીએ તો ગાયોની સેવાનુંજ છે, મોટું કર્તવ્ય કહીએ તો પરમાર્થ છે અને મોટો ધર્મ કહીએ તો બ્રાહ્મણની સેવાનોજ છે.

**સુદામો**---પ્રભુ તમે બ્રાહ્મણુની મહત્તા વધારતા આવ્યા છો ને વધારો છો. તમો સ્રષ્ટા છો, દ્રષ્ટા છો, તમારાથી અધીક કોઇ નથી મારા પ્રભુ

**કૃષ્ણ**—મિત્ર સુદામા આપણે સાંદીપ ઋષિની શાળામાંથી જ્યારે જુદા પડયા ત્યારે તો તમે શરીરે પુષ્ટ હતા પણ અત્યારે તો તમે છેક નિર્બળ અને શુષ્ક થઇ ગયા છો તેનુ શું કારણ ? આટલો બધો ફેરફાર શાથી થયો ?

**સુદામો**--( સ્વગત ) બાંધી મુઠી લાખની, જો સત્ય વાત કહું છું તો ભાર ભાગી જાય છે અને ભાર ભાગ્યા પછી જીવન વૃથા થાય છે માટે ભાર રહે એવોજ ઉત્તર આપું. ( પ્રકાશ ) પ્રભુ મોટામાં મોટું દુખ તો માત્ર આપના વિયોગનું હતું એ આજે આપના દર્શન થવાથી ટળી ગયું છે. હવે શરીર પુષ્ટ થશે, આપ સર્વના અંતરના જાણુનાર છો.

**કૃષ્ણ**--( સ્વગત ) મારો મિત્ર સુદામો પોતાની ગરીબાઇ ગુપ્ત રાખવા પ્રયાસ કરે જાય છે અને મારે માટે મુઠી તાદુલની ભેટ લાવ્યો છે તે હલકી જાણી આપી શકતો નથી. પણ મારે તે ભેટ લઇ તેનું દારીદ્ર છેદી નાખવું છે માટે બળાત્કારે લીધા વિના સીદ્ધિ નથી. ( પ્રકાશ ) મિત્ર સુદામા તમે આટલે દીવસે મને મળવા આવ્યા છો ત્યારે મારા વાસ્તે શી ભેટ લાવ્યા છો ? મારાં ચતુર ભાભીએ અમારા વાસ્તે શું મોકલ્યું છે ?

**સુદામો**—( ગભરાતો સ્વગત ) હરી હરી જેના દરબારમાં લક્ષ્મીજી જળ ભરે છે, અન્નપૂર્ણા આર્જવ કરે છે તેને આ કંગાલના કણ કેમ અપાય ? હરી, હરી નારીનું કહ્યુ માનનાર પસ્તાય છે એ વાત સાચી છે હું પોટકીને ઘણીએ સંતાડું છું પણ પ્રભુની નજર તેના પર પડી ગઇ લાગે છે. હરી, હરી, હવે લાજ રાખ, મારા નાથ હરેકૃષ્ણ, હરેકૃષ્ણ.

**કૃષ્ણ**—( સુદામાને તપાસે છે ) કેમ મિત્ર કંઇ પણ લાવ્યા નથી ?

**સુદામો**—ના પ્રભુજી, કાંઇ નથી અમે કંગાલ શું લાવીએ ?

( પોટકી સંતાડે છે )

**કૃષ્ણ**--( પોટકી ગોતી કાઢીને ) મિત્ર આ પોટકી શાની બાંધી છે ?

લાવો, લાવો, કાંઇ ખાવાનુ જણાય છે

**સુદામો**—ના પ્રભુ કાંઈ નથી (કૃષ્ણ પોટકી લઇ લીએ છે) લઇ લીધી.

**કૃષ્ણ**—(પોટકી છોડતા) વાહ વાહ છે કાંઇ અમુલ્ય ચીજ. ઘણુંજ જતન કર્યું છે અમારા ભાભી પણ ચતુર જણાય છે. (પોટકી છોડતા અંદરથી તાંદુલ જોઇને) અહા ! આ તે કૃપારૂપી કૌસ્તુભની કણીયો કે પ્રેમરૂપી કુંદનના રવા, આ તે આકાશમાંથી ખરેલા તારા કે ચંદ્રમાંથી ઝરેલા અમૃતના કરા. અહા! આવી અમુલ્ય ચીજ મિત્ર વિના બીજો કોણ લાવે, એની સુંદરતા પ્રમાણે એનો સ્વાદ પણ અધિક હશે! (પ્રભુજી એક મુઠી ખાય છે) વાહ વાહ, મિત્ર વાહ વાહ, આ સ્વાદ તો મેં આજજ ચાખ્યો. મિત્ર સુદામા, મેં પૃથ્વી ઉપર અનેક વાર અવતાર ધર્યો પણ આવો સ્વાદ તો મને કોઇએ ચખાડયોજ નથી, મારા મિત્ર સુદામાએજ ચખાડયો છે.

**રૂક્ષ્મણી**—(સ્વગત) હરીએ એક મુઠી તાદુલ ખાઇ સુદામાને ઘેર ઈંદ્રનો વૈભવ કર્યો અને આ બીજી મુઠી ખાઇ અમને સુદ્દાત આપવા તૈયાર થઇ ગયા છે તેથી મારે હાથ ઝાલવો પડશે.

**કૃષ્ણ**—(સ્વગત) આ સુદામાએ પુર્વે કાંઈ પુન્ય દાન કર્યુ નથી તેથી તે અત્યારે ભૂખનો ભોગી થયો છે મારો મિત્ર દુઃખી હરકોઈ વાતથી રહે તે મને કલંક છે એની દરીદ્રતાનું દુખ દુર કરવા માટે અત્યારે હું તેનો યાચક થયો છું. એક મુઠી તાદુલ ખાઇ તેનું દરીદ્ર તો છેદી નાખ્યુ પણ હજુ તેના પ્રેમનો અવેજ પુરેપુરો આપાયો નથી, માટે આ બીજી મુઠી ખાઈ મારો સર્વ વૈભવ તેને આપી દઊ, મારે મારા ભક્તથી કાંઇ વધારે નથ'. (બીજી મુઠી મોમા મૂકવા જાય છે ત્યાં રૂક્ષ્મણી હાથ પકડે છે.)

**રૂક્ષ્મણી**—હં હં નાથ, આવા એકલપેટા શું થાઓ છો. તમારી ભેટમાં અમારો પણ ભાગ છે. (તાદુલ લઈ લે છે)

**કૃષ્ણ**—(સ્વગત) રૂક્ષ્મણીજીએ મારા વિચાર જાણી લીધા. (પ્રકાશ) લ્યો, તમે પણ લ્યો, જ્યારે ચાખશો ત્યારેજ સ્વાદને બરાબર જાણશો.

**સત્યભામા**—( તાંદુલ ખાઇને ) વાહ વાહ, આનો સ્વાદ તો આમાજ છે. હરી એકલપેટા થાય તેમા નવાઇ નથી

**સુદામો**—( સ્વગત ) વાહરે મારા પ્રભુ તારી લીલા, વાહરે મારા નાથ તારી માયા, વાહરે કાળીયા વાહ.

**કૃષ્ણ**—સુદામા તમારૂ હેત ઘડી પણ વીસરતુ નથી, મને ગુરૂ આશ્રમનો આનદ સાંભળ્યાજ કરે છે.

**સુદામો**—હા પ્રભુ આપણે કેવા સાથે બેસતા, સાથે ઉઠતા, નદીએ ન્હાવા જતા, સાથે વિદ્યાભ્યાસ કરતા

**કૃષ્ણ**—અને સાથે કાષ્ટ કાપવા જતા.

**સુદામો**—હા તે દીવસે પેલો દુષ્ટ દૈત આવ્યો હતો અને આપે મને બચાવી લીધો હતો.

**કૃષ્ણ**—અને તમે પેલા ચણ્યા ખાઇ ગયા હતા. ( હસે છે )

**સુદામો**—( હસીને ) એ આનંદ તે ભૂલાય

**કૃષ્ણ**—અરે મિત્ર એ દીવસ તો વહી ગયા, આપણે તો હવે વ્યવહારની વ્યથામા ગુથાયા.

**સુદામો**—અરે પ્રભુ વ્યથા તો અમારા જેવા કંગાલને છે, આપ તો સાક્ષાત આનદ સ્વરૂપ છો, હુ આપનો વૈભવ જોઇ પ્રસન્ન થયો છું.

**કૃષ્ણ**—એ સૌ તમારૂ પુન્ય છે હવે મારા લાયક કામ સેવા બતાવો

**સુદામો**—( સ્વગત ) હરી મારી સ્થીતિથી અજાણ્યા નથી છતા મારે મોઢેથીજ મગાવવાનો પ્રયત્ન કરે છે પણ મારે તો માગવું ને મરવું બન્ને બરાબર છે ( પ્રકાશ ) પ્રભુજી, ઇચ્છા માત્ર આપના દર્શનનીજ હતી તે થઈ ગયા હવે જો મને આજ્ઞા આપો તો જાઊં

**કૃષ્ણ**—મિત્ર આમ જાઉં જાઉં શું કરો છો, ઘર કાઇ નાશી જશે ? પાચ પંદર દીવસ રહીને જજો

**સુદામો**—પ્રભુજી હજારો વર્ષે પણ આપનાથી જુદું પડવું એ મરવા બરોબર છે પણ શું કરૂં, ઘરના કાર્યો રઝળતા મુકીને આવ્યો છુ

**કૃષ્ણ**—એ તો સૌ થઇ રહેશે, ઘેર ક્યા અમારા ભાભી નથી ? આવ્યા છો તો થોડાદીવસ રોકાઇ જજો.

**સુદામો**--( સ્વગત) કૃષ્ણ રોકાવાની વાત કરે છે પણ કાંઇ **આપવાની તો** વાતજ કરતો નથી, આવા લોભીયાને ઘેર આટલી બધી સાહ્યબી હોય તેમા નવાઈ શી ? અત્યારે એને આપવાનો સમય છે પણ જીવ કોનો લાવે જીવ ( જરા વિચાર કરીને ) અરે આ હું શું વિચાર કરૂં છું, કોને દોષ દઉં છુ, ખરેખર મે ગુરૂ આશ્રમમા પ્રભુને મુકી ચણ્યા ખાધા હતા તેનુંજ આ ફળ ભોગવુ છુ, એમાં પ્રભુને શાનો દોષ દઉ છુ, પ્રભુ તો દાતારના દાતાર અને ઉદારના પણ ઉદાર છે. ( પ્રકાશ ) પ્રભુજી હવે મને રજા આપો

**કૃષ્ણ** --ત્યારે શુ તમે **જવાજ** ધારો છો ?

**સુદામો**—હા, પ્રભુજી એવી ઇચ્છા છે.

**કૃષ્ણ**—બહુ સારૂં, ત્યારે હું આપની ઇચ્છાને આડે નથી આવતો.

**સુદામો**—( સ્વગત ) મેં જાણ્યું કે જતી વખતે જરૂર કાંઈ **આપશે પણ** એ ધુતારાએ મને એક કોડી પણ આપી નહી ને ઉલટા મારા મુઠી ચોખા હતા તે પણ ધુતીને ખાઈ ગયો હવે ઘેર જઈશ ત્યારે **બૈરી છોકરા** મારો જીવ ખાશે ( વિચાર કરી ) હરી, હરી આ શા સંકલ્પ વિકલ્પ થાય છે ? **આ** કોને દોષ દેવાય છે મનુષ્યો હજારો ગાઉ ઉપર પોતાનું નશીબ અજમાવવા જાય છે પણ નશીબ તો એ ડગલાં આગળને આગળ થાય છે. એમાં પ્રભુનો શું દોષ, આપણા પ્રારબ્ધનોજ દોષ. ( પ્રકાશ ) પ્રભુ હવે તમો સૌ ઉભાં રહો

**સુદામો તથા કૃષ્ણ— ગાયન.**

**કૃષ્ણ— બન્ધુ આવીને લેજો સંભાળ,**
**શુદામો—કૃષ્ણ ન ભુલું શરણમાં ઝુલું;**
**કૃષ્ણ— જો જો સુખ ધામા સુનામા, વિસામા સુદામા:-આવીને૦**
**સુદામો—પ્રેમના પોષક સંટક શોષક,**
**કૃષ્ણ— હું છું તમારો સુદામા (૩)—આવીને૦**

( સર્વ જુદા પડે છે )



## પ્રવેશ સાતમો



### સ્થળ—ઋષભનું ઘર.

### પાત્રો--ઋષભ, રાજલી, અરજણ અને નવી વઊ.

**ઋષભ**—ભાયડાની નવી આવહે નવી, નાતરૂ કર્યાને બરાબર આજ ૫ દર દી થયા, હવે હમણાજ અરજણીયો આવહે પશી નવી વઊના ધણી કેવાહુ, અને મુસુંપર હાથ નાખહુ માટે સાલ ઘરમાથી ઝટ વાળી શોળી સોખું સણુક કરી નાખું (વાળે છે)

**રાજલી**--ઋષભભાઇ એ ઋષભભાઇ તમાગી ઘટી વેસવી હોય તો ઘરાગ આવ્યું સે.

**ઋષભ**—એ નાભા, મારે ઘટી વેસવી નથી હવે ઘટીની દળવાવાળી આજ હમણાં આવહે

**રાજલી**—હં તેમાજ આજ હમુનમુ કરતા જણાવશો પણ કહોતો ખરા તેની ઉમર કેવડી સે?

**ઋષભ**—એ માળી બરાબર તારા જેવડી

**રાજલી**—અને રૂપરંગમા કેવો?

**ઋષભ**—ઇ તો બધીએ તારી મા જેવી

**રાજલી**—ઉંહ આમ ઠેકડી હું કરો સો, તમને માતાના હમસે એ બધું ખોટું કીયો સો કે હાસું.

**ઋષભ**—તું જોઇ લેજે એનું ડાસુ. તારી માના જેવુ હોય તો હાસું. નઇ તો ખોટું.

**રાજલી**—ઠીક તાણે હું થોડુંક દળી આવુ અને પસે નીરાંતે નાળીએર લઇ નવીનું મોંઢું જોવા આવીહ. (રાજલી જાય છે.)

**ઋષભ**—હા હા, હમણાં આવહે હમણાં, માળો અરજણીઓ હજુ કેમ ન આવ્યો?

**અરજણ**—(બવારથી) ઋષભ, એ ઋષભ, વઊને પાણીનો કળહીયો કરજે ભા.

**ઋષભ**—આવ્યો મારો કોતીડો આવ્યો, આવ્યો મારો વાલીડો આવ્યો, અને મારી નાથી વહુને લાવ્યો

**અરજણ**—( નાથીવહુ સાથે આવીને નાથીને કાનમાં ) જોજે હો બોલવામાં સકોર થાજે, કયાક વેહ ઉઘાડો ન પડે; કાં ઋષભા, આવેસે કે ?

**ઋષભ**—( અંદરથી પાણીનો લોટીયો લેઇને આવે છે ) એ આવ્યો આવ્યો ઓળઘોળ ઉટાટીયો, કોગળીયુ, મરકી જાજો બધું આમાં ( અરજણ માથે પાણી ઢોળે છે )

**અરજણ**—એ માળા અક્કલના બારદાન, કળહીઓ ત વઉને માથે ઉતારાય્ કે મારે માથે ?

**ઋષભ**—તે મને હી ખબર પડે કે કળહીયો કોને માથે ઉતારાય.

**અરજણ**—લે સાલ હવે વઉને ગોદ્દડું પાથરી ઘરમા બેહાડ.

**ઋષભ**—એ માળા ગોદડું તો તુ કેસ પણ મારી નાથી વઉને માટે તો મારા કાળજા પાથરી દઉં મારા કાળજાં. ( પથારી દેખાડીને ) જો આ બધું તીયાર સે

**અરજણ**—જાઓ વઉભા બેહો, ( કપડાનો ગાંસડો આપીને ) અલ્યા ઋષભ લે આ કરીયાવર.

**ઋષભ**—અરજણ, માળી કરીયાવર તો બઉ સારો લાવી સે હો

**અરજણ**—અરે કરીયાવર, કરીયાવર તો હજી તને વાંહેથી મળહે વાંહેથી.

**ઋષભ**—ઇમ તો તો ભારે મજા થાય.

**અરજણ**—લે હવે અતરવાહ પાઘડી નાખી વઉના ખોળામાથી મુંગે મોઢે બોલ્યા વિના, જોયા વિના, આખો મીસીને ફડાક લઇને તારે સેડે બાધી લે.

**ઋષભ**—હું કીધું મુગે મોઢે જોયા વિના, આંખો મીસીને, ફડાક લઇને બાંધી લઉં. ઠીક લે તાણે એમ કરૂં. ( વઉને ) એ માળી આમાં બધું નાખી દે, ( વઉએ છેડામા નાખેલી વસ્તુ તપાસતાં ) અરજણ આમા તો ઘઉં ગોળને હાટે ડુંગળીને જોડા સે જોડા.

**અરજણ**—એ માળા એમાં તું નો હમજે, જો પરણેતર કરે તો એના ખોળામાં ઘઉ ને ગોળ પડે, અને નાતરૂં કરે એને તો ડુંગળી અને

જોડા જડે, ઇમ મહલથી થાતું આવ્યું સે, લે હવે મારાં બે વેણ હાંભળી લે, જો બાઇડી તને બઉ ઠાવકી મળી સે, તા ર્હ દી એના દહૈયાં જાળવજે અને જીભલડીને વહ રાખજે, હારા માણુહનું સોરૂ સે તો ઈ તારા ટુંકારા હુંકારા ઝાઝા નઇ હાભળે, બેય માણુહ હપીને રેજો અને હખ દખની વાતો મને કેજો, લે હું હવે જાઉસું

ઋષભ--ના ઇમ જવાય નઈ આજ તો હવે નવીના હાથના સોખા ખાઈ પસે નોખા પડીએ ( વઉને ) એ માળી સુલા ઉપરથી સોખા લઇ આવ સોખા, અરજણ આ કીમ કાઇ બોલતી નથી

અરજણ--એ માળા ઈ પેયા વેલુ તો ઇમજ હોય, હજુ ઇનો જીવ ધરપ્યો નથી, હરમ સુટી નથી ત્યાં હુધી થોડું બોલહે અને પશે તડાક ને ફડાક વાતો કરહે. ( વઉ સાબેલુ લઇને આવે છે. )

ઋષભ--એ માળી આ હકનમાં હાબેલુ કીમ લાવો. જા જા સોખા લઇ આવ સોખા. અરજણ આના તો અઢી પાયા લાગે સે

અરજણ--અરે કાઇ અઢી પાયા નથી, હાઉ ને હાઉ સે.

ઋષભ--હાઉ નેં હાઉ સે તાણે આમ કીમ કરે સે. (વઉ ધંટુલો લઇને આવે છે. ) અરે તારી જાતની કમજાત વળી આ ધંટુલો ચમ લાવી. અરજણ આ તે બેરી સે કે હુ

અરજણ--નારે ના, કાઇ બેરી નથી, ઇ તો જરા ઉસકાની સે

ઋષભ--ઉસકાની એટલે ?

અરજણ--જરા થોડું હાભળે સે થોડુ.

ઋષભ--ઠીક લે તાણે જરા તાણીને બોલું એ માળી સુલા ઉપરથીં ખાવાના સોખા લાવ સોખા ( કાનમા જોરથી બોલે છે. )

અરજણ--હં હં, ઋશભ બહુ તાડુકા નાખ મા, નઇ તો હેબતાઈ જાહે.

ઋષભ--ઠીક તાણે હળવે હળવે બોલીહ, ( વઉ જુનો જોડો લઇને આવે છે તેને જોઇને ) એ માળા આમ જો આ વળી જોડો લાવી. હવે ઉભી રે ઈ જોડેથીજ તારૂં માથું ભાગું ની વિના તું પાધરી નહીં થા. ( મારવા જાય છે ત્યાં તેમાથી બુઢ્ઢો ભરવાડ દેખાય છે. ઋષભ સજ્જડ થાય છે )

( ટેબલો. )



## પ્રવેશ આઠમો.

---

### સ્થળ—રસ્તો.

### પાત્રો--નારદજી અને સુદામો.

**નારદજી—** ગાયન.

ગાને ગોવિંદા ગિરધારી માધવ મોરલીધર મોરારી,
ભજી લે ભુધરજી ભયહારી, કેશવ કાનડ કુંજ વિહારી;
જપી લે જગજીવન જયકારી, બાળ મુકુંદા બંસીધારી.

**સુદામો**--રામ નામ લાડવા ગોપાળ નામ ઘી,
કૃષ્ણ નામ ખાંડ ખીર ઘોળી ઘોળી પી.

**નારદ**--અહો કોણ સુદામાજી ?

**સુદામો**--અહો કોણ નારદમુની ? પ્રભુ હું આપને પ્રણામ કરૂં છું.

**નારદ**--પ્રભુ શીદ જઈ આવ્યા ?

**સુદામો**--પ્રભુ હું દ્વારકા ગયો હતો.

**નારદ**--કેમ વારૂ

**સુદામો**--પ્રભુજીના દર્શન કરવા.

**નારદ**--પ્રભુના દર્શન કર્યા ?

**સુદામો**--હા કર્યા, મારા હરીના દર્શન કર્યા.

**નારદ**--પણ પ્રભુજીએ તમને શું આપ્યું ?

**સુદામો**--મને શું આપ્યું ? આ જગતમાં પ્રભુએ કોઈને નથી આપ્યું.
એવું મોંઘામા મોઘું મિત્રનું પદ આપ્યું.

**નારદ**--અરે પણ કાઇ માયા પાણી ?

**સુદામો**--અરે માયા પાણીને શું આપણે સળગાવવાં છે, આપણે તો
સારંગપાણી. હરે કૃષ્ણ ( ૨ )

**નારદ**- ત્યારે તો હવે તમે હરીના સખા થયા, મિત્ર થયા.

**સુદામો**—અરે પ્રભુ હું તો જે હરીના ભક્તો છે, તેના જે દાસ છે તેમનો પણુ દાસાનુદાસ છું.

**નારદ**—ત્યારે હવે તમારા જનમ મરણુના ફેરા ટળી ગયા.

**સુદામો**--ખરેખર એ જગજીવન જદુનંદનની જેના પર પ્રેમદષ્ટી પડે છે તેના જન્મ મરણુના ફેરા ટળે છે, આ સંસારમાં તો શામળીયાની સેવા એજ મીઠા મેવા છે. ભુધરની ભક્તિ એજ સાક્ષાત મુક્તિ છે.

**નારદ**—ધન્ય છે સુદામાં, ધન્ય છે, તમારી હરી પ્રત્યેની નિષ્કામ ભકિતને ધન્ય છે, અને ધન્ય છે તમારા પવીત્ર પ્રેમને! તમારા જેવા ભકતો એજ આ જગતનું જીવન છે.

**સુદામો** –પ્રભુ એ બધો આપનોજ ઉપકાર છે, હવે હું આજ્ઞા લઉ છું.

( જાય છે. )

( નારદજી ભજન ગાતા ગાતા ચાલ્યા જાય છે )



## પ્રવેશ નવમો.



### સ્થળ--સુદામાનું આનંદભુવન.

**પાત્રો--સુદામો, દાસ, દાસીઓ, સરસ્વતિ, છોકરાંઓ, કૃષ્ણુચંદ્ર, સૂર્ય, ચંદ્ર, ઇંદ્રદેવ, મહાદેવ, લક્ષ્મીજી, સત્યભામા, અને રાધા.**

**સુદામો**—(જોઇને) **અરે આ મહેલ કોના! આ** રક્ષકો કોના? અને આ **દાસ દાસીઓ** સવ કોનાં **હશે? પણુ આ** જગ્યાએ મારી ઝુંપડી હતી તે ક્યાં ગઈ? શું કોઇએ પડાવી નાખી હશે? ત્યારે મારી સરસ્વતિ, ભડબડીયાં આતાં છોકરા, વિધારામ, વિશ્નુ, ભામટુ, દુલકુ એ બધા ક્યાં હશે? મારા નાથ આ બધી તારી માયા તો નથી?

ગાયન.

ભુધર ના ભરમાવોરે, ભક્ત જનોને--ભુધર૦
મનોહર મહેલ તારા, મુજને લાગે છે ખારા;
ત્રીકમજી કાં મુજને તલસાવોરે.........ભક્ત૦
ઝુંપલડો કયાં છે મારી, પતિવ્રતા કયાં છે નારી;
રાંકનાં બાલુડાં બતાવોરે..............ભકત૦

કૃષ્ણ, હરે કૃષ્ણ (૨)

**સરસ્વતિ**--( એકદમ આવીને ) અરે મારા નાથ આવ્યા, દાસી જા ચેલા મુનીરાજને તેડી લાવ.

**દાસી**--મુનીરાય તમને મારી બાઇ બોલાવે છે.

**સુદામો**—અરે દુર રહે દુર, મને અડીશ નહીં, તારી બાઇને વળી મારૂં શુ કામ પડયું ?

**દાસી**--તમને કાંઈ વાત કહેવાની છે.

**સુદામો**--હું એકાન્તમા પર દારાની સાથે વાત કરતો નથી. હરે કૃષ્ણ (૨)

**દાસી**—અરે મારી બાઈ બહુ રૂડું માણસ છે, તમે તેની પાસે ચાલો એટલે ખાત્રી થશે.

**સુદામો**—તારી બાઈ રૂડું માણસ હોય તો તારા ઘરનું મારે શા કામનું ? ચાલ છેટી રહે

**સરસ્વતિ**- (પાસે આવીને) અરે કયાં જાઓછો, પધારો આ વાસ આપણો છે.

**સુદામો**--અરે તમે દુર રહો દુર રહો મારે સ્નાન કરવું પડશે, તુ કોણ છે?

**સરસ્વતિ**--હુ તમારી દીકરી છું, અર્ધાગના છું, ચાલો આ મ્હેલમા પધારો.

**સુદામો**--અરે ચાલરે ધુતી, કોની દીકરી, કોની અર્ધાગના, છેટી રહે.

**સરસ્વતિ**--નાથ ગભરાશો નહીં હુ તમારી પત્ની છું.

**સુદામો**--અરે પણ મને ગરીબને શા માટે ગરદન મારો છો, હું ભોગની ઇચ્છાવાળો નથી પણ ઇશ્વરનો ભક્ત છું.

**સરસ્વતિ**—પ્રાણુનાથ સંશય જવા દ્યો હું તો તમારી સરસ્વતિ છું.
( પકડવા જાય છે. )

**ગાયન.**

**પ્રાણ પ્યારા પધારો પીયુજી આ વાર,**
**સુદામો**-- **દુષ્ટ જાને દુર, શીઘ્ર થાયે ક્રુર,**
**સરસ્વતિ**--**શ્યામ હું તો તમારી તે નીરભાગી નાર-પ્યારા૦**
**સુદામો**-- **ફંદો રચીને ફોગટ ફસાવે,**
**સરસ્વતિ**—**દુર કેમ જાઓ નમેરા ન થાઓ, ઓરા ઓરા આવો,**
**દીનબંધુ ત્રુઠયા છે ત્રીકમજી નિરધાર-પ્યારા૦**

**સુદામો**—અરે પણ હું તે કઇ આંધળો છુ, બેભાન છું કે મારી સરસ્વતિને ન ઓળખું, દુર રહે, દુર રહે, તુ તો કોઇ બીજી છે.

**સરસ્વતિ**--અરે પ્રાણુ નાથ હુંજ તમને બળાત્કારથી દ્વારીકા મોકલનારી સરસ્વતિ, તમને તાદુલ બાંધી આપનાર સરસ્વતિ, પ્રભુ તમે દ્વારીકાં પધાર્યા ત્યારથી શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને આપણા ઉપર કૃપા કરી દરીદ્રતાનો નાશ કર્યો નાથ હવે મહેલમા પધારો, જો હું ખોટું બોલતી હોઉ તો મને શ્રીકૃષ્ણના સોગન છે

**સુદામો**--(સરસ્વતિ સામું ટીકી ટીકીને જોઇને) અરે પણ મારી સસ્ર્વતિ તો બીચારી ગરીબડી અને કંગાલ જેવી હતી અને તું તો કોઇ મોટી શેઠાણી જેવી લાગે છે, પણ જ્યારે તુ શ્રીકૃષ્ણના સોગન ખાય છે, તો વાત કાઇક મનાય છે, પણ એ શ્રીકૃષ્ણ પોતે ખાત્રી આપે તો સાચું નહીં તો ખોટું !!

**( બંદુકના બહાર સાથે સીન ટ્રાન્સફર થાય છે. )**

**કૃષ્ણ**—સત્ય છે સત્ય છે સુદામાજી, સરસ્વતીની વાણી સત્ય છે જે તમારી સમક્ષ ઉભી છે તે તમારી પવિત્ર સતી સરસ્વતી છે ! આ છોકરાં તમારાં છે, જે મહેલમા તમે ઉભા છો તે મહેલ મેં તમારી ઝુંપડી

ઉડાવી બનાવ્યો છે આ સર્વ વૈભવ તમારા મુઠી તાંદુલનોજ છે.

**સુદામો**-- અપાર માયા અતિ ઉગ્રશક્તિ,
અપાર લીલા અતિ તેજ યુક્તિ;
વિશ્વંભરા વિશ્વવાસી નિયન્તા,
પદાંબુજે વન્દુ પ્રભુ અનંતા.

વાહરે પ્રભુ તારી માયા, તારી માયામા મોટા મોટા મુંઝાઇ ગયા છે, બ્રહ્માજી ભૂલી ગયા છે, ડાહ્યા ડાહ્યા ડુલી ગયા છે, તો મારા પ્રભુ તે તમે આ મારૂં મન જોવા માયા પ્રસારી છે કે સત્ય છે, તે કાંઇ સમજી શકાતુ નથી હરે કૃષ્ણ.

**કૃષ્ણ**--મીત્ર સુદામા, જો તમને ખાત્રી ન થતી હોય તો ત્રણે લોકના અંધકારને દુર કરનાર શ્રી સૂર્યનારાયણ આવી ખાત્રી આપશે.

( જાય છે )

**સુર્ય**--હે સુદામાજી, આ રાજ્યભૂવન તમારૂ છે, આ તમારી સ્ત્રી તથા છોકરા છે તે સત્ય વાત છે

**સુદામો**—સુર્યનારાયણ ભગવાન, બાપલા તમે આખો દીવસ ફરી ફરીને થાકી ગયા હશો, એટલે તમારા બોલવાનો કાઇ ધડો ન હોય.

**કૃષ્ણ**--મિત્ર સુદામા, ત્યારે અઢારભાર વનસ્પતીને અમૃત સીંચન કરનાર અને અવનીને અજવાળનાર ચંદ્રદેવ આવી મારી વાતની ખાત્રી આપશે.

**ચંદ્ર**--બ્રહ્મ કુળમણી સુદામાજી, આ તમારી સ્ત્રી અને તમારા બાળક છે, અને આ સત્રળો વૈભવ તમારી ભક્તિથી સંતુષ્ટ થઇ ત્રીલોકનાથ એવા જે ભગવાને તમને અર્પણ કર્યો છે

**સુદામો**--પધારો ચંદ્રદેવ પધારો, તમને હું સારી રીતે ઓળખું છું, જ્યારે ઇંદ્ર ગૌતમ ઋષિને ઘેર ગયા હતા ત્યારે તમે અરધી રાત્રે કુકડો થઇને બોલ્યા હતા.

**કૃષ્ણ**—સુદામાજી, હજુ તમને ખાત્રી ન થતી હોય તો દેવતાંના રાજા ઇંદ્ર આવી મારી વાતની સાક્ષી આપશે.

( ઐરાવત હાથી ઉપર બેશી ઇંદ્રદેવ આવે છે. )

**ઇંદ્ર**--ભક્ત શીરોમણી સુદામા, પ્રભુજીના વચન સત્ય છે, અસુરોનો સંહાર કરવાને ભક્તજનોનો ઉદ્ધાર કરવા પરમાત્માએ શ્રીકૃષ્ણ રૂપે અવતાર ધર્યો છે અને તમારી સખા ભક્તિથી પ્રભુજીએ પ્રસન્ન થઇ આ અપુર્વ વૈભવ તમને અર્પણ કર્યો છે.

**સુદામો**—વાહ વાહ, ઇંદ્રરાય ખાત્રી આપવા પધાર્યા છો કે ! તમે જાણુતા હશો કે સુદામો પ્રભુની ભકતી કરી મારૂં ઇંદ્રાસન લઇ લેશે, પણ એવી બીક રાખતા હો તો રાખશો મા. આપણે એટલે બધે ઉંચે ચડી બેસવા ચાહતા નથી

**કૃષ્ણ**—પ્રિય સખા, જો તને ઇંદ્રપર વિશ્વાસ ન હોય તો ભકતવત્સલ શંકર ભગવાન પધારી તેની સાક્ષી આપશે

( પોઠીયા ઉપર બેશી શંકર આવે છે )

**સુદામો**--જય જય ચદ્રમૌલી હુ આપને પ્રણામ કરૂ છુ

**શંકર**--પુત્ર સુદામા તારૂ કલ્યાણ થાઓ

**સુદામો**—ભોળાનાથ આ ભગવાનને કાંઇ સમજાવો. જુઓને આ તો પ્રભુ પોતેજ મને પરાણે માયાના ભરેલા મહાસાગરમા ડુબાવી દે છે.

**શંકર**--પુત્ર, પ્રભુ તને ડુબાવતા નથી પણ તારે છે આ વૈભવ તને આપી અવનીના અલ્પ જીવોને દાખનો દેખાડે છે કે જે મનુષ્ય સંકટ સહન કરીને ભગવત ભજન મુકતા નથી તો પરમાત્મા તેને કેવા સુખી કરે છે અને શ્રષ્ટીમા સર્વ મનુષ્ય કરતા શ્રેષ્ટ થઇ અતે મોક્ષ મેળવે છે.

**સુદામો**--ભોળાનાથ તમે તો સાવ ભોળાજ રહ્યા, તમે તમારા શત્રુ ભસ્માસુર, રાવણુ અને કુંભકરણુને મોટા મોટા વરદાન આપી દીધાં માટે માબાપ તમે તો પૂજન કરવા લાયક, બાકી વિશ્વાસ કરવા લાયક નહિ.

**શ્રીકૃષ્ણ**--સુદામાજી જો તમારા મનમા હજી સશય રહેતો હોય તો આ જગતમાં જે લક્ષ્મી પ્રભુ પ્રિયા કહેવાય છે, જેની લીલાથી જગત લીલુ' કહેવાય છે તે લક્ષ્મી અહીયાં પ્રગટ થઇ તમને ખાત્રી આપશે.
( રૂક્ષ્મણી પ્રગટ થાય છે )

**રૂક્ષ્મણી**—હે સુદામાજી આ જગતમાં જે માયા કહેવાય છે, જે શક્તિ

કહેવાય છે અને જે જગતને નાના પ્રકારના વૈભવ આપનારી **લક્ષ્મી** કહેવાય છે તેજ હુ **રૂક્ષ્મણી** હરિની અર્ધાંગના છુ. હું તમને ખાત્રી આપુ છુ કે આ પુત્ર પ્રેમદા તમારાજ છે, આ સમૃદ્ધિ તમારી ભાવ ભરી ભેટનોજ પ્રતાપ છે.

**સુદામો**—માતાજી હું તમને જાણું છું ! તમારો સ્વભાવ એવો છે કે ઘડીમાં માણસને ખુબ લક્ષ્મી આપી લ્હેર કરાવો છો પણ ઘડીકમાં પાછું બધુ લઈ લઇને માથે મોટો બધો ચોફાળ ઓઢાડી રડાવો છો, માટે માતાજી તમને તો નવ ગજના નમસ્કાર તમે તો છેટાજ સારાં.

**શ્રીકૃષ્ણ**—સુદામાજી હજુ પણ તમારા મનને નિશ્ચય ન થતો હોય તો સારા નરસાનો સમાસ કરનારી મોટા પેટવાળી અને ગંભીર ગુણવાળી જે **પૃથ્વી** ધરણી કહેવાય છે તે અત્યારે સાક્ષાત પ્રગટ થઈ ખાત્રી આપશે. ( સત્યભામા પ્રગટ થાય છે )

**સત્યભામા**—હે સુદામાજી જેના ઉપર પ્રાણી માત્ર ભક્તિ કરે છે જે દેશ ભક્ત, હરિભક્ત, દાતાર અને શૂરવીર પુરૂષોથી વિભુષીત થએલી છે, જેના પેટમાં અનત ઔષધી અનત રસાયન અને અનંત રત્નોનો સંગ્રહ કરી રાખેલ છે જે શ્રીકૃષ્ણ ભગવાન અને શ્રીરામચદ્ર ભગવાનના ચર્ણસ્પર્શથી પવિત્ર થએલી એવી જે હુ **પૃથ્વીનો** અવતાર **સત્યભામા** તમને સાક્ષી આપુ છું કે આ પુત્ર પ્રેમદા તમારાં છે.

**સુદામો**—માતાજી આ મુછો તો જાણે દર્ભના ભોથા, ને દાઢી તો જાણે બાવળીયાની ઝાડી એ કહેનારા તમે કે ? તમે મારા પ્રભુ પાસે ઘડીકમા રીસાઓ છો, મરડાઓ છો ઠરડાઓ, છો માટે તમારો તો મને આટલોએ વિશ્વાસ નથી.

**શ્રીકૃષ્ણ**--સુદામાજી જો હજી પણ તમારા મનમાં સંશય હોય તો આ જગતમાં જે **ભક્તિ** કહેવાય છે, જેના પર તમને પૂર્ણ વિશ્વાસ છે અને જેના તમે પૂર્ણ ભક્ત છો તે સાક્ષાતકાર ભક્તિ સ્વરૂપ **રાધા** પ્રગટ થઇ મારી વાતની તમને સાક્ષી આપશે. (ભક્તિ પ્રગટ થાય છે)

**રાધા (ભકિત)**—હે સુદામાજી જે ભકિતને તમે તમારા મન કર્મ અને વચનથી સેવો છો અને જેના મહિમાથી શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન

આધીન થઇ ઉભા રહ્યા છે, તે ભક્તિ હુ રાધા છું, મેં આ મૃત્યુ-લોકમા આવી પ્રેમલક્ષણા ભક્તિનો પ્રસાર મારા પોતાના દાખલાથી કર્યો છે તેજ રાધા હું તમને સત્ય કહું છું કે આ પત્નિ તમારી છે આ રીદ્ધિસીદ્ધિ તમારા તાદુલનોજ અવેજ છે.

સુદામો—જય જય લક્ષ્મીપતિ ધરણીપતિ રાધેપતિ આપનો જય !!!

( દંડવત કરે છે )

સર્વ— ગાયન.

નટવર નગધર કમળા કાન્ત હા સાગર શાન્ત,
અજર અમર શ્રીવર ભુધર કેશવ કરો કલ્યાણ.
અઢ અરહન ભગવંત અનુપ, પુરૂષોતમ પરબ્રહ્મ સ્વરૂપ,
સુખકર જયકર રસભર ભારત ભુમીમાં કૃપાનિધાન.

ડ્રોપ પડે છે.



# શુદ્ધિ પત્રક.



| અશુદ્ધ | શુદ્ધ | પાનું | પંક્તિ. |
|---|---|---|---|
| જાદવ | આહીર | ૩ | ૧૨ |
| રામા | રાભા | ૪ | ૧૧ |
| ગોગીયો | ગોપીયો | ૧૪ | ૬ |
| કરાયે | કરીએ | ,, | ,, |
| ફરી ફરી | હરી ફરી | ૨૦ | ૯ |
| ફંદ | કદ | ૨૧ | ૭ |
| ગોડે | ઘોડે | ૨૧ | ૨૩ |
| ભુખુ | ભ્રખુ | ૨૬ | ૧૫ |
| રણુ | ભુજ | ૫૧ | ૧૮ |
| ...... | ચીરંજીવી | ૫૭ | ૨૨ |
| કાષ્ટ | કપાસ | ૭૪ | ૨૪ |
| અનંત | અનન્ય | ૭૭ | ૧૨ |
| તે | આતે | ૯૫ | ૭ |



# જરા ધ્યાનથી વાંચો.

**દુનીઆમાં છેલ્લામાં છેલ્લી શોધ મુજબ તેમજ ફેશનની બહારમાં વિલાયતના કારીગરીનો નમુનો જોનારનું દીલ હરી લે તેવું અને બેહદ સસ્તા ભાવમાં સ્ટોક ખલાસ થયા પછી મળી શકવા મુશ્કેલ છે, માટે ત્વરા કરો.**

આ પત્રના કેટલાક શોખીન ગ્રાહકોની ખાસ માગણીથી આ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આઠ દીવસની ચાવીનું રોલ્ડ ગોલ્ડ સોનાનું ઘડીઆળ મુળ કીંમત રૂ. ૨૦) વીસ પરંતુ ચાલુ માસની આખર તારીખ સુધી રૂ. ૧૦) માં ઘેર બેઠાં પહોચતું કરવામાં આવે છે.

હલકી કીંમતનાં ઘડીઆળો લઇ નિરાશ થયેલાઓને ઉત્તમ તક ! અને સોનાનાં ઘડીઆળ વાપરનારા શોખીનોને સોનેરી તક !

આ આઠ દીવસની રોલ્ડ ગોલ્ડ સોનાનું ઘડીઆળ મજબુત અને ટકાઉ છે, ચાલવામાં એક સેકન્ડનો ફેર પડી શકતો નથી. તેમજ લાંબા વખત સુધી બગડી જવાનો સંભવ નથી. આ ઘડીઆળને એક વખત ચાવી આપવાથી આઠ દીવસ સુધી ચાવી આપવાની જરૂર રહેતી નથી. તેની ગેરેન્ટી ૧૦ વર્ષની આપવામાં આવે છે. ૧૮ કેરેટ રોલ્ડ ગોલ્ડ સોનાના ૧૦ વર્ષની ગેરેન્ટીના છેડાઓ પણ ઉપલા ઘડીઆળને શોભાવે તેવા મળે છે.

નં. ૧ રૂ. ૪ ટ. ખ. જુદું.      નં. ૨ રૂ. ૫ ટ. ખ. જુદું.

આ શીવાય તેથી હલકા અને સારા પણ મળે છે.

લખોઃ—કે. સી. બ્રધર્સ.

( જી. પી. )—કહાવેલ મુંબઇ નં. ૨

( જવાબ માટે ટીકીટ બીડવી )

# જાહેર ખબર.

નીચે મુજબ નાટકની ચોપડીઓ કંપનીમાંથી સે.ડી કીંમતે મળશે

| | | |
|---|---|---|
| જગતસિંહ ... | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| શીલબાળા . | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| ઇન્દુમતી ... | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| વિજાપ્રતાપ ... | નાટકના ઓપેરા . ... | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપ . | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| પ્રેમ ચન્દ્રિકા | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| ચંદ્ર—કાન્તા ... | નાટકના ઓપેરા .. | ૦—૨—૦ |
| નર્મદા ... | નાટકના ઓપેરા ... . | ૦—૨—૦ |
| સતી સુંદરબા ... | નાટકના ઓપેરા . ... | ૦—૨—૦ |
| રમણ સુંદરી ... | નાટકના ઓપેરા ... . | ૦—૨—૦ |
| સંસારી સાવિત્રી ... | નાટકના ઓપેરા . | ૦—૨—૦ |
| નીના સ્વયંવર . | નાટકના ઓપેરા . | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્ર ... | નાટકના ઓપેરા ... . | ૦—૨—૦ |
| નરસિંહ મહેતો ... | નાટકના ઓપેરા . . | ૦—૨—૦ |
| મીરાંબાઇ ... | નાટકના ઓપેરા ... | ૦—૨—૦ |
| ગોપીચંદ ... | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| ભક્તરાજ પીપાજી . | નાટકના ઓપેરા . | ૦—૨—૦ |
| ધ્રુવ—કુમાર ... | નાટકના ઓપેરા . ... | ૦—૨—૦ |
| સુરશ્યામ | નાટકના ઓપેરા ... . . | ૦—૨—૦ |
| રાધા પ્રેમભક્તિ | નાટકના ઓપેરા ... ... | ૦—૨—૦ |
| નરસિંહ મહેતો ભાષણ સહિત | ... .. | ૦—૮—૦ |
| મીરાંબાઇ ભાષણ સહિત | ... ... | ૦—૮—૦ |
| ગોપીચંદ ભાષણ સહિત ... | ... . . ... | ૦—૮—૦ |
| ભક્તરાજ પીપાજી ભાષણ સહિત | ... ... ... | ૦—૮—૦ |
| ધ્રુવકુમાર ભાષણ સહિત | ... ... ... | ૦—૮—૦ |
| શ્રી-સુર-શ્યામ ભાષણ સહિત | ... | ૦—૮—૦ |
| રાધા પ્રેમભક્તિ ભાષણ સહિત | ... ... ... | ૦—૮—૦ |

ઉપરના પુસ્તકો કંપનીના મુકામેથી મળશે તેમજ ગુજરાતના તમામ મોટા શહેરોમાં અમારી કંપનીના દરેક એજન્ટો પાસેથી મળશે તેમજ વેલ્યુપેબલના નાટકપેક કાગળ રાખવામાં આવશે નહિ.